ગુર્જર ગ્રંથભવન : ગ્રંથાંક ૨

# અલકા

—કર્તા—

જેઠાલાલ નારાયણ ત્રિવેદી
રાંધેજા (ઉત્તર ગુજરાત)

અર્વાચીન ગુજરાતી કવિતાના આચાર્ય
પ્રા. રામનારાયણ વિશ્વનાથ પાઠકને

# લેખકની કૃતિઓ

## ટૂંકી વાર્તા

૧ **કાચાં ફળ** (નવલિકાસંગ્રહ)
૨ **નયનનાં નીર** (નવલિકાસંગ્રહ)

## નવલકથા

૩ **સમ્રાટ વિક્રમ** (અવંતીપતિ)
૪ **સુરેખા** (સામાજિક નવલકથા)
૫ **રંભા** ,,
૬ **રાજરોષ** (ઐતિહાસિક નવલકથા)
૭ **રાજ્યાભિષેક** ,,
૮ **સોલંકીનો સૂર્યાસ્ત** ,,
૯ **પાટણનો પુનરુદ્ધાર** ,,
૧૦ **લતા** (શ્રી. ગુલાબદાસ બ્રોકર, શ્રી. સુન્દરમ્, શ્રી. ર. વ. દેસાઇ તથા બીજાઓ સાથે લખેલી સળંગ વાર્તા)
૧૧ **રાજદંડ** (છપાય છે)

## કાવ્ય

૧૨ **પાંખડી** (મુક્તકોનો સંગ્રહ)
૧૩ **અલકા** (કાવ્યસંગ્રહ)

## સંશોધન

૧૪ **ભાલણનાં પદ**
૧૫ **કાવ્યચિંતામણિ** (અપ્રગટ)

## અનુવાદ

૧૬ **અચલા** (બંગાળીનો અનુવાદ)
૧૭ **નિરંજના** ,,

# નિવેદન

સને ૧૯૩૮માં 'પાંખડી' નામથી 'કુમાર' કાર્યાલય દ્વારા મારો તેમજ વર્તમાન ગુજરાતી કવિતાનો પહેલો મુક્તક-સંગ્રહ પ્રગટ થયો ને તે વાંચકો તથા વિવેચકોમાં એકસરખા આદરને પાત્ર થયો. મારી કવિતાની ફૂલપાંખડીને મળેલા એ લોકાદરથી પ્રસન્ન થયેલા અનેક કવિતારસિક મિત્રો મુક્તક સિવાયનાં મારાં બીજાં નાનાંમોટાં કાવ્યોનો સંગ્રહ પ્રગટ કરવા મને વારંવાર સૂચના કરી રહ્યા હતા; પરંતુ અનેક કારણોને લીધે આજ સુધી તે બની શક્યું નહિ. આ વિલંબથી મારી કાવ્યપ્રવૃત્તિના પ્રચારને ગેરલાભ થયો હશે કે કેમ એ ચોક્કસ કહેવાય નહિ; પણ લાભ તો એ થયો જ કે સમયના વહેણ સાથે મારી કાવ્યવિષયક સમજ અને દૃષ્ટિ વધુ વિકાસ પામી. પરિણામે આ સંગ્રહનું પ્રકાશન એ મારે માટે કોઈ અત્યુત્સાહ કે સાહસનો પ્રસંગ નહિ પણ ગુર્જર કવિતાદેવી પ્રત્યેની મારી પ્રસન્ન ફરજનું જ કેવળ નિદર્શન બની રહે છે.

છેલ્લાં સોળસત્તર વર્ષમાં રચાયેલી અને 'પ્રસ્થાન', 'કૌમુદી', 'કુમાર', વગેરે માસિકો તથા ઇતર પત્રોમાં પ્રગટ થયેલી અને અપ્રગટ રહેલી મારી કવિતામાંથી થોડીક ચૂંટીને આ સંગ્રહરૂપે રજૂ કરેલી છે. રસિકોના હૃદયનું પ્રમાણ એમાંની બધી નહિ તો થોડીક કૃતિઓને પણ પ્રાપ્ત થશે એવી આશા છે.

કયી કૃતિઓ પ્રથમ ક્યાં પ્રગટ થયેલી તેનો ઉલ્લેખ ટિપ્પણમાં કરેલો છે. પ્રથમ નજરે પકડાઈ ગયેલી અશુદ્ધિઓની યાદી પણ આપેલી છે, તો તે પ્રમાણે શુદ્ધિ કરી લેવા વિનંતિ છે.

'કુમાર'ના નેપથ્યમાં રહી ગુજરાતી કવિતાને પ્રેરનાર તેના વિદ્વાન સંપાદક શ્રી. બચુભાઈ રાવતે આ સંગ્રહના પ્રકાશનમાં આપેલી કિંમતી સહાય અને સૂચનો બદલ હું તેમનો આભારી છું. વળી, મારા કાવ્ય-લેખનને એક યા બીજી રીતે સહાનુભૂતિ કે પ્રોત્સાહનનું વારિ સિંચનાર પ્રા. બળવંતરાય ક. ઠાકોર, પ્રા. રામનારાયણ વિ. પાઠક, દી.બ. કૃષ્ણ-લાલ મો. ઝવેરી, શ્રી. રમણલાલ વ. દેસાઈ, પ્રા. વિજયરાય વૈદ્ય અને સ્વ. મટુભાઈ હ. કાંટાવાળા વગેરેનો હું ઋણી છું.

**જેઠાલાલ ત્રિવેદી**

# મહત્ત્વની શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૧૮ | મિષ્ટત્તરા | મિષ્ટતરા |
| ૨૭ | છેલ્લી પંક્તિ | શકર | શંકર |
| ૨૮ | ૫ | વધુ | વધૂ |
| ૩૧ | ૧૮ | કવા | કિવા |
| ૩૨ | ૧૩ | ઉંચી | ઊંચી |
| ૩૫ | ૧ | યૌવન વેલડી | યૌવનવેલડી |
| ૩૫ | ૧૧ | ચહુ | ચહું |
| ૩૬ | ૧૧ | પ્રીતમ ભુવન પથ | પ્રીતમભુવન-પથ |
| ૪૦ | ૪ | પ્રભુ ધામ | પ્રભુધામ |
| ૪૫ | ૩ | મન માનેતી | માનમાનેતી |
| ૪૫ | ૪ | સોધાં | સોંધાં |
| ૪૬ | ૧૧ | ઉભી | ઊભી |
| ૪૭ | છેલ્લી પંક્તિ | પામુ | પામું |
| ૫૬ | ૪ | ઉતરે | ઊતરે |
| ૫૬ | ૧૬ | હૈયુ ફૂટયુ | હૈયું ફૂટયું |
| ૬૯ | ૧૬ | મોધાં | મોંઘાં |
| ૭૧ | ૯ | માગુ | માગું |
| ૭૧ | ૧૩ | જવળે | ટળવળે |
| ૭૬ | ૧ | વદનો | વંદનો |
| ૭૭ | ૧૪ | દ્રગમાં | દગમાં |
| ૭૭ | ૧૫ | વદવા | વંદવા |
| ૭૮ | ૧૨ | વાયુ-ઝાપ | વાયુ-ઝાપટે |
| ૮૪ | ૧૩ | આકષણ | આકર્ષણ |
| ૮૬ | ૪ | જૈં કરી | જૈંજૈં કરી |
| ૯૩ | ૧૩ | ધમ | ધર્મ |
| ૧૦૧ | ૫ | સંતાંન | સંતાન |
| ૧૦૬ | ૪ | પાણીડાં ભરી | પાણીડાંભરી |
| ૧૦૭ | ૧૧ | બધાં | બધા |
| ૧૧૧ | ૧૭ | મોધાં | મોંઘાં |
| ૧૧૮ | ૯ | પસાઈ | પિસાઈ |
| ૧૧૯ | ૨ | આંસુ ધાર | આંસુધાર |

# કાવ્યાનુક્રમ

## અલકા

દિવ્ય રૂપના અંબારે રે
અલકા મારી ઓપી રહી,
સોણું કેરી સીમડિયે રે,
બંધન લાખ લોપી રહી.
રૂપરૂપના અંબારે રે
અલકા મારી ઓપી રહી........(ધ્રુવ)

મારી અલકામાં યક્ષો ને
કિન્નરકંઠી નારીઓ,
છે મંદાર બકુલની રે,
મનોહર ક્યારીઓ........રૂપરૂપના૦

ચંદા પ્રેમ–પીયૂષની રે
વસે વળી વાસ સદા,
પૂર્ણ પૂનમ નિત્યે રે
અમાસ ન થાય કદા........રૂપરૂપના૦

રોપે રજનીગંધાના રે,
મ્હેકે કાવ્યકુંજલડી,
મુગ્ધ ઉરની અટારિયે
વાગે મીઠી વાંસલડી........રૂપરૂપના૦

આવો અલકામાં આવો રે!
આધિવ્યાધિ દૂર થશે,

છદ્મ કોષો કવિતાના
 અંતરમાં ઊઘડશે.......રૂપરૂપના૦

અહીંથી કાવ્યકસ્તુરી રે,
 લૂંટે કવિલોક કદા,
ચઢી કલ્પનાઘોડે રે
 ખૂંદે સ્વપ્નભોમ સદા.......રૂપરૂપના૦

ઊઠો! અવનીતળવાસી રે,
 અલકા આજ સાદ કરે,
તમ સત્કાર કાજે રે
 કુસુમનો હાર કરે.......રૂપરૂપના૦

ઊંચા ઊંચા ઝરૂખા રે,
 વાદળથી વાત કરે,
મિષ્ટ વીણાના વાદ્યે રે,
 જાણે રસવારિ ઝરે......રૂપરૂપના૦

ભલે અલકામાં વાસો રે,
 ધરા ન ભુલાય જરા,
એ તો આઘેથી દીસે રે
 હોયે તેથી મિષ્ટત્તરા......રૂપરૂપના૦

દેખું અહીંથી ધરિત્રીનાં
દુઃખો, દવો, દાહ સદા,
છોડી અવનીને આવ્યો રે,
 પૂછો આંહી કેમ તદા?......રૂપરૂપના૦

આવ્યો અવનીને કાજે રે
અલકાપુરી દિવ્ય વિષે,
નથી નાસીને આવ્યો રે
એકાંતિક ભોગ મિષે.....રૂપરૂપના૦

રસવારિ વહાવા રે
અલકાથી પૃથ્વીપટે,
અમી સિંચાવા અવનીમાં
મનડું મારૂં ઘાટ ઘડે.....રૂપરૂપના૦

છદ્મ કોષો કવિતાના
અંતરમાં ઊઘડશે.......રૂપરૂપના૦

અહીંથી કાવ્યકસ્તુરી રે,
લૂંટે કવિલોક કદા,
ચઢી કલ્પનાઘોડે રે
ખૂંદે સ્વપ્નભોમ સદા.......રૂપરૂપના૦

ઊઠો! અવનીતળવાસી રે,
અલકા આજ સાદ કરે,
તમ સત્કાર કાજે રે
કુસુમનો હાર કરે.......રૂપરૂપના૦

ઊંચા ઊંચા ઝરૂખા રે,
વાદળથી વાત કરે,
મિષ્ટ વીણાના વાદ્યે રે,
જાણે રસવારિ ઝરે......રૂપરૂપના૦

ભલે અલકામાં વાસો રે,
ધરા ન ભુલાય જરા,
એ તો આઘેથી દીસે રે
હોયે તેથી મિષ્ટત્તરા......રૂપરૂપના૦

દેખું અહીંથી ધરિત્રીનાં
દુઃખો, દવો, દાહ સદા,
છોડી અવનીને આવ્યો રે,
પૂછો આંહી કેમ તદા?......રૂપરૂપના૦

આવ્યો અવનીને કાજે રે
અલકાપુરી દિવ્ય વિષે,
નથી નાસીને આવ્યો રે
એકાંતિક ભોગ મિષે.....રૂપરૂપના૦

રસવારિ વહાવા રે
અલકાથી પૃથ્વીપટે,
અમી સિંચાવા અવનીમાં
મનડું મારૂં ઘાટ ઘડે.....રૂપરૂપના૦

વીંધે કૈંક હજાર પુષ્પ પણ ના ટીપુ ય સૌંદર્યનું
કે મીઠા રસનું કદી ય મળતું લોખંડની સોયને;
વીંધે ના કુસુમો છતાં ભ્રમરને પુષ્પાર્ક મીઠો મળે,
એવી રીત વિવેચકો રસિક તો કાવ્યામૃતે તુષ્ટ છે,
બીજા તો બની સોય વ્યર્થ કુસુમો છેદે હજારો મીઠાં.

# રજનીદેવી

ભીનલા વરણી રજનીદેવી,
તો'ય જુઓ, વરણાગી કેવી!
તારા-ફૂલડે ગૂંથી એની,
ઓઢણી તેજભરી. ૧

ફૂલફગરની ચુંદડી ઓઢી,
સેંથલિયે શશિયરને ચોઢી,
ભાન ભૂલી શું જાયે દોડી
કૃષ્ણ-અભિસારે! ૨

રજની સ્મિત કરી જ્યાં પલકે,
ત્યાં નભમાં વીજળીઓ ઝલકે,
હસતી કુળસીકન્યા મલકે,
જોબન-ઘેનભરી. ૩

## ખરતા તારા

: મંદાક્રાન્તા—સૉનેટ :

રાત્રિ રાણી દુઃખથી ઝુરતી ચંદ્રની પાસ બેસી,
ખોળે ધારે પતિશિર છતાં, અંતરે છે ઉદાસી;
સ્વામીકેરી પરમ ખિલતી પૂર્ણિમાની યુવાની
જાએ ચાલી. ક્ષય શરીરમાં તેજની થાય હાનિ.

સાળુ ગૂંથ્યો નવલખ હીરે તે ગમે ના લગીરે,
સ્વામી માંદા સમીપ વસતી સુંદરીને શરીરે
શૃંગારો શું કદિ ય ગમશે? થાય સર્વે અકારૂં,
શૃંગારો ને શરીર સઘળું હોમશે સ્વામી સારૂં.

પૂર્ણિમાથી રજનીપતિને રોગ રે કોઈ લાગ્યો,
તેની સેવા કરતી રજનીને ઘણો થાક લાગ્યો,
તેથી ઘેરી રજની બનતી સ્વામી દુઃખે દુભાતી;
સ્વામી ચાલ્યો તજી રજનીને રે! અમાસે રિબાતી.

સ્વામીશોકે રજની હીરલા સાળુના તોડી નાંખે,
તારા તૂટી નભથી ખરતા લાગતા લોકઆંખે.

# સરિતાનો સંતાપ

"જાજે વાદળ બેની બાપુને દેશ,
આટલો સંદેશો મારો આપજે. (ધ્રુવ)

માડી વિના મારો સુનો સંસાર
બાપે વળાવી મને સાસરે; જાજે૦

સાગર જેવો રે બાપે જોયો જમાઈ
આવી શોભાવે ઘર આંગણું; જાજે૦

રોઇ રોઇ બેની મારો ઘેરાયો સાદ,
માન્યું ન મુજ રીસામણું; જાજે૦

માડી વિણ વાત કોને રે કહું?
વગર આણે ઠેલી સાસરે; જાજે૦

હાથ ધરી બાપે આપી આશિષ,
સુખી થાજે સાસર-વાસરે; જાજે૦

ઉતરી ઉંચા મારા મૈયરના વાસ
આવી હું રડતી સાસરે; જાજે૦

રોયાં હું સાથે વગડાનાં ઝાડ,
રોયાં પથ્થર ને પહાડ રે; જાજે૦

એક ન રોયા મારા ગિરિવર બાપ,
પથ્થર જેનું કાળજું; જાજે૦

ધ્રુસકે રડત મારી માડી એ વાર
બોલી "બેટા, મારું કાળજું!" જાજે૦

લીલો પાલવ કીધો સરખો ઉરસાથ,
સ્વામીનો સૂર સુણી દૂરથી; જાજે૦
ધડક્યું હૈયું ચઢ્યા સુખના જુવાળ,
જાણે દાબ્યું ઉર ઉરથી; જાજે૦
પામી સખી જ્યાં હું સ્વામીની બાથ,
મારા મનોરથ મરી ગયા; જાજે૦
મીઠો માનેલ મેં તો સ્વામીનો સાથ,
ખારા ખારા તે મુજને થયા; જાજે૦
ગમતો નથી એનો ઘેરો ઘોંઘાટ,
શોક્યોનું સાલ છે સારડી; જાજે૦
ઝાઝેરી શોક્યના થાય રે કંકાસ,
સુખી નથી એકે બાપડી; જાજે૦
બાપુ કે'તા સાગર રત્નોના રાજ,
રત્નો તો દેવ લૂંટી ગયા; જાજે૦
લૂંટી ગયા રત્ન સાગરનું ઉર
વલોવી વિષ કરી ગયા; જાજે૦
લક્ષ્મી જેવી રે વળી દીકરી ઘેર,
લાડકવાયો જમાઈ છે; જાજે૦
એમ મળ્યો ઓરમાયાંનો સાથ
દુઃખથી આ છાતી ઘવાઈ છે; જાજે૦
બેની, કહેજે મારા બાપુને એમઃ
દીકરી રે દુઃખમાં દટાઈ છે;" જાજે૦

વાદળબેનીઃ

"રે ના, બેની! મારે ઉરને ઊંડાણ
દુઃખનીરે વીજળી છુપાઇ છે; જાજે૦
તારી પેઠે રે મારી લાડકવાઇ,
તારા જેવી ને તારા જેટલી; જાજે૦
મેં ય છાંડી એના બાપુની પાસ,
તેનું સ્મરણ તું જગાવતી," જાજે૦
એવું વદી વાદળ હૈયાની સાથ
દાબે સરિતાના દેહને; જાજે૦
માને હૈયે જેમ બાળ સમાય,
વાદળ હૈયે સરિતા શમે; જાજે૦
ભરતી ચઢી વાદળબેનીને ઉર,
સરિતાને હૈયે શમાવતાં, જાજે૦
તણખા ઝરે અતિ સુખના શરીર
બાળાને અંક ઝુલાવતાં; જાજે૦

## નજરકેદ

મને નજરકેદમાં અદિઠ કો પૂરીને ગયો,
'ઉઘાડ, અવ છોડલ્યા! સૂણુછકે? ગયો ક્યાં?' કહ્યું.
હસે ખડખડાટ ત્યાં 'અહિં જ છું' કહી માનવી
વસેલ મમ અંતરે, શરમથી બનું છોભિલો.

## શરદને વધામણે

(રાસ)

વર્ષાના મેઘ બેન રેલ્યા
કે અવનીને અમૃતે ભીંજવી,
કૈંક ચાતકની તરસો છીપાવી
કે સાગરમાં મોતીડાં સિંચવી........વર્ષાના મેઘ૦

વન વનના સોહાગ આજ ખીલ્યા
કે વનદેવી આપે વધામણી,
નદી સરનાં તે નીર થયાં નમણાં
કે શર્દ બેન આવે સોહામણી........વર્ષાના મેઘ૦

વને પુષ્પોને પાન ખૂબ ખીલ્યાં
કે પંખીઓ મીઠેરૂં ગાય છે,
નવલ જાગે ઉલ્લાસ બેન હૈયે
કે આનંદે ઉરો છલકાય છે........વર્ષાના મેઘ૦

શીળી શર્દને વધાવવા આભે
કે વાળીને અજવાળ્યાં આંગણાં,
શાન્ત સાગરના નીરમાં એનાં
કે બિંબ શાં શોભે સોહામણાં!........વર્ષાના મેઘ૦

સખી, લાવો કંકાવટી આવો
કે શર્દદેવી આવે સોહામણાં
સખી દીપકની માળા સોહાવો
કે ઉજાળો હૈયાનાં આંગણાં........વર્ષાના મેઘ૦

# શ્રાવણ આવ્યો

બાર બાર મહિને શ્રાવણ આવ્યો, સરવરિયાં છલકાયાંજી;
મોતીડાં વરસાવે ઝરમર, વાદળિયાં મલકાયાંજી.
બાર બાર મહિને૰

ધરણી માનું હૈયું ખીલે હર્ષ તણું રોમાંચેજી;
સૂરજ જાણે આંખો મીંચી છૂપાં અમૃત સિંચેજી.
બાર બાર મહિને૰

લીલી ઓઢણી ઓઢે અવની, સ્નાન કરી મદમાતીજી;
શ્રાવણનાં જળ મોતી ઝીલ્યે અધિક મનોહર થાતીજી.
બાર બાર મહિને૰

ગોકુળનાં નરનારી રીઝયાં, નૌતમ ગીતો ગાતાંજી;
ઘર ને ખેતર જાતાં ગાયે કૃષ્ણલીલા મદમાતાંજી.
બાર બાર મહિને૰

શીળા વાય સમીર, મીઠા સૂર બંસીના શિર ધારીજી;
નદી સરોવર માઝા મૂકે, છલકે શ્રાવણવારિજી.
બાર બાર મહિને૰

શ્રાવણનો છલકાટ ઉરે આ મારે યે મંડાતોજી;
છાનો રહીને ક્હાનો કયાંથી કાન્તિના સૂર વા'તોજી.
બાર બાર મહિને૰

## ચૈત્ર માસ

ચંચળ કરતો ચિત્ત માસ આ ચઇતર આવ્યો,
ચંપો મ્હોર્યો બાગ, આંબલે કેરી લાવ્યો;
સરિતા સર સૂકાય, ધરણમાં ધામ ધિખાયો,
ધરાપુત્રી પર કોપ સૂરજ, તેં કેમ દિખાયો?

કારણ વિણ નવ કોપે બડા, જો કોપે તો કલ્યાણ;
સૌ રસકસ રાખે જીવતા, આ તપી ધરાના ભાણ.

નભમાં નમણાં અભ્ર, પિંજ્યા રૂ શો ઢગલો,
સીમ બની વેરાન ધરે છે ભુખરો ડગલો;
ચૈત્ર-ચંદ્રનું તેજ ધરામહીં અમૃત ઢોળે,
સૃષ્ટિ સૂએ સહૂ શાન્ત, રાતના રુપલા ખોળે.

આખો દિન જગ તાપે તપે, ફળ તેનું આ રાતડી;
દુઃખ પછી છે સુખની ઘડી, સાચી ઠરતી વાતડી.

ચૈત્ર તણી નવરાત ગામડે ગોરી ગાતી,
કુંભ-ઘડા મંડાય, પૂજા શક્તિની થાતી;
અબળા અલૂણાં અન્ન ખાય ને સ્મરતી ઓખા,
"અનિરુધ જેવા કંથ" કુમારી કોડ અનોખા.

પણ દુઃખ ત્રિવેદી ન પાકતાં, અનિરૂધ ઓખા ગામડે;
ચંપાયા ચારે ગમ થકી, આજે વાંકે આપડે.

# પૃથ્વીનું નવું વર્ષ

(રાસ)

ભુમિદેવીએ ભવ્ય રાસ સખી માંડિયા,
જાણે એ કોણ ક્યારે રમણે ચઢી ?
યુગો અનંત થયાં તૂટે ન એક તાન,
ભૂલે ભ્રમ્મર–રાસ એક ના ઘડી. ભૂમિ૦

તારે–મઢેલ નભમાંડવડે ઘૂમતી,
ઋતુ ઋતુના શૃંગાર એ સજે;
વર્ષામાં ધારી નવલ સાડી નવરંગની
ગગનેથી ઘેરાં કંઇ ગીત એ ગૂંજે. ભૂમિ૦

મસ્તીમાં માતી ઉરસાગર ઉરાડતી
પૂનમના ચંદ્રની હાંસી કરે;
ત્હોયે મોહેલ ધરાદેવીના રાસમાં
શશિયર તો સાથમાં ખેંચાયા કરે. ભૂમિ૦

ધરતી ઘૂમે ને રવિદેવ ઘૂમે રંગીલા
ગાંડા બનીને અન્ય ગોળા ઘૂમે;
મોહીને મેઘ ગગનપાટેથી ઉતરે,
આવી લલાટ ધરા કેરાં ચૂમે. ભૂમિ૦

રમતી ગગનના ગોખે કૈં વાદળી
ધરતીના રાસ જોઇ ભાન રે ભૂલે;

હૈયું દ્રવીને એનું પાણી થઇ જાય છે
રસની રસિકતામાં શું ના ડૂલે ? ભૂમિ૦

એવી અલબેલી પૃથ્વી કેરી રસકૂંદડી
ફેરો થયો છે એક ફેરો પૂરો;
પગલી પાડે છે વળી પૃથ્વી આજ ઘૂમવા
નવીન ફેરો, કરો હર્ષના સૂરો. ભૂમિ૦

## સ્થિતપ્રજ્ઞ વકીલ

(મુક્ત મનહર)

લાગતનાં નાણાં આપી અસીલ સભાન
કહે:"સા'બ, જીત્યા ન તો જાશે મારું માન;
'હાર્યો હાર્યો' સહુ કહે એ નહિ વેઠાય."
કર્મ પહેલાં ફળ પામી 'હા' કહે વકીલ.
છતાં ગીતાભ્યાસી, સમ જય-પરાજય!

# મુક્તિની ઝંખના

ઉંચા ઉંચા સરોવર કિનારા,
શું આભના મીનારા
કે પાણીડાં પૂરેલાં પીંજરે.
કૈંક યુગોની કેદ એ કાળી-
માં જીંદગી ગાળી
ને પાણીડાં આજે મૂંઝાય છે . . . ઉંચા ઉંચા૦

રૂડી સંગેમર્મરની દીવાલો-
માં કેદનો ઢાળો
કે કેદ ઝટ કપરી જણાય ના . . . ઉંચા ઉંચા૦

ભલે રૂપાળી કેદ હોય છોડી
ને પાણીડાં દોડી
કે સૃષ્ટિમાં સરવા ઉતાવળાં. . . . ઉંચા ઉંચા૦

જુગજુગનાં બંધન આજ છોડી
કે બેડીઓ તોડી
ને સરવરિયાં છૂટવા ઉતાવળાં. . . . ઉંચા ઉંચા૦

રૂડા આરસના કાંઠડા તોડ્યા,
સૌ મોહને છોડ્યા
કે મારગ છો ધૂળથી ભરેલ હો ! . . . ઉંચા ઉંચા૦

પથે કાદવ ને કાંકરે લેટી
કે સાગરને ભેટી
ને સરવરિયાં થાશે વિલીન ત્યાં . . . . ઉંચા ઉંચા૦

શમી સાગરમાં ધન્ય એ થાતાં,
ને ગંગા કહેવાતાં
કે મુક્તિના એવા પ્રભાવ છે..... ઉંચા ઉંચા૦

મારો પીંજરમાં પ્રાણ આ પૂરાણો,
કે ખૂબ છે મૂંઝાણો,
ને સાગરમાં સરવા ઉતાવળો.... ઉંચા ઉંચા૦

## કળા?

ભલા મૃગ, નથી જનો સ્વર અને ગીતે ઘેલડા,
બજે જગતમાં બધે મધુર બીન મોહાવવા;
ન એ શુચિ કળા ખરી, ઉદરઅર્જની એ કળા
થકી મૃગ વિનાશિને જગ ચહે સદા કસ્તુરી.

## જવાસો

(મરાઠી સાખીનો ઢાળ)

ધગધગતા દવ ધરતીમાં ને લીલાં વન વિલાયે,
વનદેવીનાં વસંતવસનોના રંગો પલટાયે;
પાતાળેથી પાણી પીતાં તરુવર કંઠ સુકાયા,
નાનકડી કંઇકંઇ નદીઓના આતમદેવ બુઝાયા.
વરસતી ઘોમ મહીં ખીલે ફૂણી કંઇ ડાંખળીઓવાળું,
સળગતા ખેતરની વચ્ચે જવાસા કેરું રે જાળું.

નાનકડાં એનાં મૂળમાં એ કોણ અમીરસ સિંચે?
લીલીકુંજર દેહડી એની ઉનાળે કયમ ભીંજે?
વર્ષાનું જળ અડતાં એનાં અમીજળ થાય અલોપ!
હીમે દાઝી વનવેલી શો બળી જાય એ રોપ.
ઉનાળે હીર જીવન કેરું બતાવી સંતોષે ખીલે,
'પરાંચું પાણી ના વાંછું' વદીને વર્ષામાં વિલે.

## સહવાસ

(મિશ્રોપજાતિ)

મહાજનોનો સહવાસ પામતાં
લભે જનો તુચ્છ ય માન મોટું;
ઝેરે ભરેલા વસિ તુચ્છ સાપ
આભૂષણો શંકર શીર્ષ થાય.

# રજનીનું રૂપ

(શાર્દૂલવિક્રીડિત)

‘કાળી ઘોર નિશા સમી કદરૂપી સ્ત્રીમાં શું મોહ્યો શશી ?’
એવું સૌ જગ બોલતું નભ ભણી જોઈ કટાક્ષે હસી.
‘પોતે સુંદર તો ય ના પ્રિયતમાના રૂપની છે તથા ?’
‘નિશ્ચે શ્યામ : સુરૂપ થાય રવિથી, સાચી જ છે એ કથા.’

મુગ્ધા શી શરમાળ ખૂબ શશીની છે એ વધુ રાતડી,
ઓઢે છે નખશીખ ઢાંકી દઈને તારે મઢી ચૂંદડી.
અંધારે અભિસાર માત્ર કરતી ધીમા ધીમા પાદથી,
મોહ્યો શા રૂપમાં શશી, જગતને દેખાતું તેથી નથી.

તોફાનો પણ પ્રવૃષે પ્રસરતાં જ્યારે ખસે ઓઢણી,
ત્યારે થોડી અપાંગની જગતને દેખાય ત્યાં મીટડી;
ને આવે જડ જગ્તનાં ય જનને ત્યારે કંઇ કલ્પના:
‘તેના શ્યામળ ઓઢણા મહીં ન શા રાશિ હશે રૂપના !’

# કૂળદોષ

(વસંતતિલકા)

પૃછે ન કુળ કદિ કોમળ પદ્મ કેરું,
શીવાર્પણમ્ કરી જનો નમતા ઘણેરું,
પિત્રાઈ છે કમળના, કુગ–બીલ્લીટોપ,
સૌંદર્યલુબ્ધ નિરખે નવ કુળદોષ.

## એવી તે રાણી રંગે કેમ કાળી?

ચાંદા સૂરજના પૂજન કાજે ન એટલા દીવા બળે રે,
રાત્રી-રાણીના પૂજન કાજે કે લાખલાખ દીવા બળે રે.

ચાંદા જેવા કો તાતા તેજે જગતમાં માતા ફરે રે,
એવા ય રજનીને અંકે પોઢીને મીઠી નિદ્રા કરે રે.

સૂરજ જેવા કો છેડલો સ્હાવા સૃષ્ટિમાં ફેરા ફરે રે,
રજનીરાણી ન કિન્તુ કોડ કૈં એમના પૂરા કરે રે.

પાસે આવી પવનરાજ કોડેથી ધીમે પંખો કરે રે,
તો’ ય ના રાત્રીરાણીના પાલવનો છેડલો ઝોલે ચડે રે.

રાત્રીરાણીના બોલે બોલે કે સુખથી ફૂલડાં ઝરે રે,
એવાં તેજે ભરેલ ફૂલ લાખો કે આભમાં આછાં ચગે રે.

ઢંકાય ધરતીને આભ બે ફૂલે રાત્રી જો બોલ્યા કરે રે,
એથી શાણી રે રાત્રી સમજીને મનથી મૂગી રહે રે.

રાત્રીરાણીનાં હસવા મોંઘાં કે કોઈ દિ મલકી પડે રે,
મલકે ત્યારે અંધારા આભે કો નવરંગ રેખા ચગે રે.

‘એવી તે રાણી રંગે કેમ કાળી’ ઘુવડ મન શોચ્યા કરે રે,
જાગતો ચારે પ્રહર રહી ફૂટ એ કોયડો ઉકેલ્યા કરે રે.

## વીરની ઉક્તિ

‘માગ્યાથી દેઉ જ્યાદે, શિર પણ વધુમાં લે!’ કહે વીર એવું:
‘નાક ના માત્ર દેવું.’

## તારંગા

નથી મુગટ ફૂટડો રજતશો હિમેથી, ન વા
મુખે રવિ શશી કદા પ્રથમ સ્મિત તો વેરતા;
ન કો ક્રિડત કન્યકા–પદ તણી મીઠી ઝાંઝરી
સમા રવથી દોડતી ઝરણી યે સદા પ્રાંગણે.
નથી ઘન ઘટા તરૂ તણી, ન કુંજ કો રમ્ય જયાં
પ્રમોદ રસિકો લભે, કિલકિલાટ પંખી કરે.
પહાડ! તવ દર્શને પથિક કો નવા છોભિલા
પડે, વદી ઉઠે 'શું આ દગડના ઢગે દેખવું?'

તારંગા હે! કયમ બની ઉભો નાગડા જોગી જેવો?
કાં કાંટાળાં તરુવર લૂખાં ત્હેં ધર્યાં અંગ તારે!
કાં ના વાઘા કુસુમલ લીલા અંગ તેં મ્હાડ ધાર્યા?
કાં રેલાવે હ્રદયરસ ના ઠેઠ સિંધુ સુધી તું?

બોડકું માથું એ તારૂં જોગીના જોગ આદરે
ગ્રીષ્મે સર્વાંગ સેકાતાં નિવૃત્તિ તો'ય ના ધરે.
સર્વે શૃંગાર વર્ણાંગી તજી તેં યે શું તે દિને,
પડયા જે દિ' શિરે તારે, દિવ્ય પાદો પ્રભુ તણા?

કહે બાપુ, તેં યે નીરખી તપ તીર્થંકર તણું
લીધી દિક્ષા દિવ્યા તપન તપવાની રણ વિષે?
બની તેથી બોડો સ્થિર જડ ઉભો તાપસ સમો?
સમાધિ ના છુટી જિનપદ અડયે જે ચઢી કિંવા?

જોગીના જોગને લોકો શું જટાએજ માપશે?
રંગેલા અંચળા ઓઢે શાને ભોળા દિગંબરો?

*

આબુ ગિર્નારની શોભા, તારંગે જો વસી નથી,
તો તારંગા તણી છે ના આભા ગિર્નાર-આબુમાં.
આબુ ગિર્નારનાં ધામે, પ્રભુ સૌંદર્યઅંશમાં
દીસે, જિનરૂપે પોતે તારંગાતીર્થમાં પ્રભુ.
શાન્ત સ્થિર તપોમૂર્તિ, તારંગા હું નમું તને
વિતરાગ પ્રભુ કેરી કલ્પનાના પ્રતીક હે!
શાન્ત ધ્યાનસ્થ જોઇને તને તીર્થંકરેય વા
થયા મુગ્ધ હશે તું પેં, પ્રભુપાદે સ્વધન્ય તું. ૩૦

હો ના છો કોટવાળું તુજથી મુલકનું, ના ભલે આભ ઉંચો,
છો ના શીર્ષે હિમાળાં શિખર ગિરિ તું પે ના વળી રમ્ય કુંજો,
છો ના તારે ઝરા કે સરિત દીકરીઓ સાસરે-સિંધુ જાતી,
ભોગીના ભોગ તારે નથી નથી ખપના જા વહ્યો જોગ વાટે.
શાન્ત સ્થિર શિરે બોડા, દેરૂં જિન પ્રભુ તણું
ધોળું જાણે પડયું પુષ્પ, યાદ આવે ઘડી ઘડી! ૩૧

## માતંગરાજોને

છોટા રંકજનો તણી ક્યમ ઘૃણા કવા અવજ્ઞા કરો
સત્તા કે ધનના મદે? તમ કને સર્વસ્વનો સાર ના.
માતંગો મદથી ભર્યા મલપતા દે ના શકે કસ્તુરી,
જે દેતા મૃગ કો વને તૃણ તણો ચારો નકામો ચરી.

# જળે ભરી રે અલી વાદળી !

(રાસ)

જળે ભરી રે અલી વાદળી, મારાં આતપથી અંગ બળી જાય રે
ઉરરસ રેલી જજે રે;
આભે ઉડનારી ઉભી રે' ઘડી, ત્હારા હૈયાના હોજની હીલોળનાં
સ્મરણો મેલી જજે રે.
આભે ઉડનારી ઓ હાથણી ! તને જોઈને આંખ શીતળ થાય રે
ભેટવા તલસી મરૂં રે;
હૈયાની લાખ લાખ વેદના, એનાં બાંધી વિમાનને ઉડવા
ઊછળી ફાળો ભરૂં રે.
સુના છે કંઠ સરિતા તણા, મારાં સુનાં સરોવર ઉર રે.
રાજહંસ ઉડી જતા રે;
ઘેરૂં ઘેરૂં તારું ગીતડું, તારાં ચમકતી વીજનાં હાસ્ય રે
જોઈ ઉર ચૂરા થતા રે.
ઉંચી અટારી અલબેલડી, છોડી આવોને સ્નેહરસ ઢોળતાં
ધગતા ધરણી તટે રે;
'આવો આવો રે' કહી મોરલા ગાય મીઠેરા રાગ મલ્હાર રે
ઉરબંધ શું ના તૂટે રે ?

*

માન રે મૂકીને ભલે આવિયાં, ભલે વરસાવ્યા સ્નેહમીઠા મેહ રે
રંગ ઉરઉરે વધ્યો રે;
કુસુમના થાળ ધર્યા કાનને, સ્નેહ-છોળો સરોવર ઉરાડતાં
સરિત્કંઠ ગુંજી રહ્યો રે.

## સૌંદર્ય સાગર

(વસંતતિલકા)

જોઈ તને અમર યૌવન વેલડી શી
ભૂલું સખે! સમય દેશ, સદાય જાણે
સૌંદર્યધાર તુજ અંગથી ફૂટતી જે
સંજીવની થઈ ત્રણે ભુવનો જીવાડે.

સૌંદર્યમાં તુજ થવા ચહું એક લીન
સામે ખરી જયમ બને ઉડુ કો વિલીન;
આકર્ષણે ડગી રહ્યું ઉરતંત્ર મારૂં,
સૌંદર્યથી સ્થગિત નેત્ર થયું બિચારૂં;
રૂંવે રૂંવે નયન શું ફૂટતાં ન હોયે
બાણું કરોડ ત્યમ થાય ઉભાં રૂંવાડાં.

પૂછે મને 'તુજ ઉરે ચહુ કાં સમાવા?'
'વ્યક્તિત્વ નોખું નિજ કાં વળી દો ભૂંસાવા?'

સૌંદર્યસાગર તણું ઝરણું પ્રવાસી
હું, સાગરે શમુ ન તો રણમાં દટાઉં?

## વધાઈ

જ્યારે જ્યારે આવે પાનખર ત્યારે જાણજો કે,
આવે છે સમીપ શુભ વસંત-વધાઈ;
દુઃખ કેરી પરાકાષ્ટા આવે ત્યારે જાણવું કે,
સમીપ આવી છે હવે સુખની સજાઈ.

# ઝંખના

આઘા ગિરિમાં બોલે મોર, કયાં છે ચિત્તચોર
જોવા ઝંખું રે,
ભવેભવના ચિરન્તન શોર, કરી કલશોર
હસે વંકું વંકું રે...આઘા ગિરિમાં૦

[૧]

કોને કાજ મેં માંડિયા, જીવનના અભિસાર?
કયા પ્રીતમનો પંથ હું, નીરખું નમણી નાર?
કોને કાજ સમાર્યાં શરીર, યુવાનીનાં ચીર
અંગે ઓઢી રે?
આંખે આશા-અંજન આંજેલ, જીવન દીવેલ
શોધી શોધી રે...આઘા ગિરિમાં૦

[૨]

પ્રીતમ ભુવન પથ દોહ્યલા, યૌવન યે ગળી જાય;
ઝાંખી જ્યાં દૂરથી થતી, ઘડપણ વેગે ધાય.
ભલે પ્રાણ યૌવન સૌ જાય, દેહે છો ખોવાય
મને રઢ લાગી રે,
મીઠો મૃત્યુપ્રીતમનો અંક, ચપળ ભ્રૂ-ભંગ
તણી ચોટ લાગી રે.

[૩]

રાત્રીદિન સ્મરણે રમે, અંતરને ઊંડાણ;
મૃત્યુદેવની બંસરી, કંપે વિહ્‌વલ પ્રાણ.
પ્રાણપ્યારૂં મૃત્યુ વેણ વાય, દૃષ્ટે ન દેખાય
હૈડું કંપે રે,
વાગે વિરહ કેરાં બાણ, પ્રીતમને પ્રાણ
જોવા ઝંખે રે...આઘા ગિરિમાં૦

## રજની

(હરિણી)

રવિ જળહળે રાતોમાતો બની, 'જગ સર્વનું
તિમિર ફિટવી જ્યોતિર્માંના ધરા સર્વદા
કરી મુકુ' ઉરે વદી, પૂંઠે પળે પણ કાલિમા.
'રજનિ પુરુષાર્થોને અંતે ઉગે', નહિ સત્ય તે;
રજનિ પુરુષાર્થોને છાયા ધરે મધુ માત શી.

# રમણી હવે હું

સંધ્યા સમે રમણી નાર ઉભી ઝરૂખે,
તાકી રહ્યાં પથિકનાં દૃગ લાખ ભૂખે
એ દેહને હવસતૃપ્તિનું ધામ માની,
નારીમુખે તરવરે પણ આજ ગ્લાનિ. ૪

બજારુ એ વેશ્યા, નિજ તન તણો વિક્રય કરી
હજારો કામીને કપટવચને 'કાન્ત' કહીને
પટાવે: 'હું તારી, અધિક સહુથી તું પ્રિય મને.'
ઉરે એને બીજું ધન વિણ ન કોઈ પ્રિય છતાં. ૮

સંધ્યાએ આજ કિન્તુ જ્યાં ઘેર ઘેર દીવા થયા;
વેશ્યાના ઉરમાં યે કો થયો દીવો અચાનક.
રતિને કામ શું જોડું, જતું તું એક માર્ગમાં,
મિલાવી હાથમાં હાથ, હાસ્ય વિનોદ વેરતું. ૧૨

પ્રફુલ્લ રમણી મુખે યુવકનેત્ર–આભા ઢળે,
દિસે શું રમણીત્વની નર ઉતારતો આરતી!
વસેલ રમણી ઉરે પ્રણયદેવ વેશ્યા તણું,
કરે ચકિત ચિત્ત, દે કિરણ સ્વત્વના ભાનનું. ૧૬

વેશ્યાના જડ હૈયામાં પ્રજ્ઞા દૃષ્ટા સમી ઉગી,
જેવી વાલ્મીકિને હૈયે એકાએક ઉગી હતી.
ઘર્ષણે ઘર્ષણે મેઘે, વીજળી ના ઝબૂકતી,
દર્શને દર્શને તેમ પ્રજ્ઞા રોજ ન ઉદ્ભવે. ૨૦

નિહાળી એ જોડું, પ્રથમ થયું કે ભાન 'રમણી
હું છે' વેશ્યાને ને ધબકી ઉઠી રે ઉર-ધમણી;
હજારો પાન્થોનાં નયન ટગતાં આજ ન ગમે,
ઉરે વીંછી ડંખે, ગત સ્મરણમાં ચિત્ત વિરમે.

સ્લાન સુખે ઉભી નારી, રોજ શી લોકને મને
વેશ્યા; એ આજ સ્વચિત્તે કિન્તુ વેશ્યા મટી હતી.
લોકની દૃષ્ટિનાં તીરો, આજે એ ના ઝીલી શકે;
વિંધાતી કુલનારી શી ઝરૂખેથી જતી ઘરે.

'શું હું છું ના નારી? પ્રણય–પ્રભુનું મંદિર ન કે
'શું આ મારી કાયા? ફીટી ગયું શું નારીત્વ મુજનું?'
પૂછે વેશ્યા પ્રશ્નો મનથી, ધનુટંકાર કરતા
સુના હૈડે એના, વિજય રમણીનો સૂચવતા.

'માણી મીઠી રજની શયને દેહ આ સ્વર્ગ માની
'મારો કામી જન શતશતે, મિષ્ટ ભાષા સુણાવી,
'આવ્યો કો ના પણ પ્રણયનો દિવ્ય દ્વારે પૂજારી,
'વેશ્યા વેશે પણ નિરખતો હું વિષે છદ્મ નારી.

'પામ્યો કો ના પ્રણય રમણી ઉરનો સત્ય, સર્વે
'માટી ચૂંથી મુજ તન તણી થૈ ગયા મુગ્ધ ગર્વે;
'નારી હું ને મુજ હૃદયમાં દેવતા દિવ્ય બેઠો,
'પામ્યા તેનાં દરશન ન કો, અંતરે કો ન પેઠો.

'એકાકી એ મુજ ઉર તણો દેવતા અર્ઘ્ય પૂજા
'વીના સૂતો ઉર'ઉદધિમાં, આજ એને જગાડું.

'જંખું હાવાં પ્રણય પ્રભુના ભક્ત-પ્રાણેશને હું,
'આવે તો તે હૃદયરસની સ્વર્ગસુધા ચખાડું.

'વેશ્યા ગણે જગ ભલે રમણી હવે હું,
'સૌંદર્યધામ ન તને, પ્રભુ ધામ જાણું;
'ચેતાવી સંયમદીવો તમ મંદિરેથી
'ટાળું, પધાર ઝટ સાધક! દેવ જાગે.'

*

જોનારી દર્પણે મોઢું, ફોડે વેશ્યા જ દર્પણો,
દિલના દેવતા પાખે, લાગે બીજું બધું લૂખું.

## આભાર ?

સ્વાતિતણી વદતી વાદળી: 'માછલી ઓ!
'આ બુન્દ મોંઘું દઉં તે ઉપકાર મારો.'
એ સાંભળી વદત મીન: 'તું માન મારો
આભાર કે હું, જલકણ દધિમાં ક્ષાર થાતાં બચાવું.'

# કોઈ કહેશો ?

(રાસ)

કોઈ કહેશો રસિક કેમ મેઘે
ચાતક ચિત્ત ચોટી રહે રે ?
જગે જળના ભરેલ સાત સાયર
તૃષાનાં દુઃખ શાને સહે રે ?....કોઇ કહેશો૦

કોઈ કહેશો કમળફૂલ ફૂણાં
સૂરજ જોઈ શાને ખીલે રે ?
રૂડો રૂપનો અવતાર આભ ચાંદો
જોઇને તો'ય શાને વીલે રે ?....કોઈ કહેશો૦

કોઈ કહેશો રસિક પદ્મઉરે
ભ્રમર કેદ શાને થતો રે ?
મીઠો ચંપો છે મ્હેંકતો સુવાસે
ભ્રમર કેમ છોડી જતો રે ?....કોઇ કહેશો૦

મને કહેશો રસિક કોણ એવું
સાગરઉર ઘેલું કરે રે ?
શાન્ત સાગરનું નીર શશી માટે
કૂદીને કેમ ફાળો ભરે રે ?....કોઇ કહેશો૦

કોઈ કહેશો હોકાયંત્ર કેરી તે
સોય કોણ નચવી રહ્યું રે ?
ગમે પૂર્વ પશ્ચિમ ના, એણે
ઉત્તરમાં શું એવું લહ્યું રે ?....કોઈ કહેશો૦

નવલ યૌવનને નચવે એવાં
  ચુંબક ઉર કોણે ઘડયાં રે ?
કોઇ કહેશો વિરાટ બ્રહ્મદેહે
  માયાનાં નૂર કોણે જડયાં રે ?....કોઈ કહેશો૦

## તારાનું આશ્વાસન

(વસંતતિલકા)

નક્ષત્રમંડળ વિષે દૃઢ સ્નેહ કેરું
ખેંચાણ છે અજબ, એ જરી થાય ઢીલું
ત્યારે ગણી પ્રણયની ક્ષતિ તારલા ત્યાં
આવે નીચે પ્રણયની નવપ્રાપ્તિ માટે.

એવી ભલા ધરિણિ આ જડ કિન્તુ છે કે,
હ્યાં તેજ–પ્રેમ સહુનો જડ ભાસ માત્ર;
આવે ન હાથ અહિંયાં સ્થિર પ્રેમવારિ,
પુષ્પે પડયાં હિમકણો સમ એ જણાય.

તું તેજરુપ પ્રણયી અહીં શ્યામ થાશે,
ને 'પથ્થરો' જગ તને ગણશે કઠોર;
તારો સરી ખરર નાદ કરી કહે છે:
'ના પ્રેમના બળ વિના નભમાં ટકાય;
'પૃથ્વી વિષે સમદુઃખી પથરો તણાં હું
'વૃંદે વસી કરી શકું દુઃખ કૈંક ઓછું.'

# અધીરો ચાંદલો ?

'અધીરો કેમ થાય ચાંદલા હો આજ,
તું અધીરો કેમ થાય ચાંદલા ?........(ટેક)

'વ્હેલાં જાવાનો કોલ ઘેર કોને આપિયો
તેથી ઉતાવળો તું ચાંદલા ?........અધીરો૦

'આભે ઉગીને હાલ આવ્યો અગાશિયે,
પગલાં ભરે કાં ઉતાવળાં ?
'ન્હાણી ન રાત ધવલ ચંદ્રીમાં ન્હાઈ મેં
હું ને પ્રીતમ બેઉ ન્હાવરાં........અધીરો૦

'થોભી થોડુંક જા મોંઘેરા ચાંદલા,
અધુરા કોડ મારે ઉર કૈં,

(ચંદ્રનો જવાબ)

'ઘેલી થયેલ આજ બાળા તું બોલતી
પ્રીતમના પ્રેમે ચકચૂર થૈ........અધીરો૦

'રઢિયાળી રાત મેં દૂધમલે અજવાળિયાં
ઢોળી સોહાવી ધરા ચોકમાં;
'અહીંની ઉજાળી પ્રેમી દંપતીની રાત મેં
જાઉં હવે હું અન્ય લોકમાં........અધીરો૦

'તારા સમાણી કૈંક કોડભરી યુવતી
લંબાવી ડોક જુએ વાટ ત્યાં,

'એનેય બોલ બાળા કરવી નિરાશ શું
રોકાઈને એક તુજ માટ હ્યાં?.......અધીરો૦

'સુણે ન બેન તું તો નાનકડા કાન છે,
સુણુ પણે હું, વિજોગણી
'ઉગ્યો ભાળીને મને ગાળો રે ભાંડતી,
જાણે ફૂંફાડે કો નાગણી........અધીરો૦

'આવે સૂરજ બેન, થાઉં વિદાય હવે
નથી ઉતાવળો લગીર હું;
'તાપે તપીને બેન થાજે તૈયાર ત્યાં
આવું છું મારી લટાર હું.'...અધીરો૦

## કામના

પ્રાતઃકાળ સમું મધુર જગમાં છે રમ્ય બાલાપણું,
તોયે સૌ શિશુ ઉર એમ સમજે પ્રૌઢત્વ સોહામણું;
કંટાળે વય પ્રૌઢના સળગતા મધ્યાન્હતાપે બળી,
પસ્તાતાં પછી મૃત્યુને શિશુ થવા, પ્રાર્થે પદ્મોમાં ઢળી.

# માનેતી

બાર બાર વર્ષે વહાલમ આવે, સોનાફૂલ પડાવ્યાં રે,
વધાવવા વહાલમને મોતી મોંઘેરાં મંગાવ્યાં રે,
મન માનેતી હું વહાલમની મારે કાંઈ કમી ના રે!

સોઘાં ફૂલની છાબ ભરીને અણમાનેતી આવી રે,
વનમાંથી વીણીને હાથે હાર ગૂંથીને લાવી રે,
ગરીબડી અણમાનેતીની સંપત હોય શી બીજી રે!
હું માનેતી પ્રીતમ કેરી મારે કાંઈ કમી ના રે!

મબલખ મોતી હેમફૂલડે વહાલમ મેંજ વધાવ્યો રે,
ગરીબડી અણમાનેતીએ ફૂલનો હાર ચઢાવ્યો રે,
ઉછાળતી એ ફૂલ, હસી હસી હું તો વાંકું જોતી રે,
હું માનેતી પ્રીતમ કેરી૦

હાય, હસી પણ વહાલમ બોલ્યા: 'સુગંધ ના કૈં સોને રે,
હૈયું આ વનફૂલડે મ્હોરે, સુગંધ તેની જોને રે,'
હરખભરી અણમાનેતીને અંતર જોતાં બળતી રે.
હું માનેતી પ્રીતમ કેરી૦

હું માનેતી પ્રીતમ કેરી, બંસી પ્રીતમને પ્યારી રે,
હેમબંસીની ભેટ પ્રીતમને દેવા વાત વિચારી રે,
વર્ષગાંઠ વહાલાની આવ્યે સોનાબંસી ઘડાવી રે;
હું માનેતી પ્રીતમ કેરી૦

અણુમાનેતી વગડામાંથી વાંસ લીલો એક લાવી રે,
કનક અભાવે કાપી એને બંસરી એક બનાવી રે,
ગરીબથી શું થાય બીજું ? હું એમ મને મલકાતી રે,
હું માનેતી પ્રીતમ કેરી૦

વનરાવનમાં જમનાતીરે વર્ષગાંઠ વનમાળી રે,
ઉજવે ત્યાં જઈ સ્નેહગાંઠના સ્મારક શી રૂપાળી રે,
હસતે હૈયે હેમબંસરી મૂકી પ્રભુને પાયે રે,
હું માનેતી પ્રીતમ કેરી૦

હાથઘડી વનવાંસળી મૂકે અણુમાનેતી આવી રે,
કરે ધરી તે કહાન વગાડે, જમનાજળ થંભાવી રે,
બળ્યાઝળ્યા હૈયે હું ઉભી હેમબંસરી જોતી રે,
હું માનેતી પ્રીતમ કેરી૦

હેમબંસરી હાથ લઇ પછી હરજી હસીને વા'તા રે,
છાંટો યે પણ સૂર છૂટે ના, ચૌદલોક હસી જોતા રે;
રડી પડી હું બોલી : 'હરજી દૈન્ય મને બસ આપો રે,'
હું માનેતી પ્રીતમ કેરી૦

## બે પાસાં

પાસાં બે જીંદગીનાં
એક જીવન, બીજું મૃત્યુ : રાત્રી દિવા શાં.

# પ્રીતમનું ઉર

(રાસ)

આઘે ક્ષિતિજની પાળે
કે કાળની ડાળે
હું પડછાયા ભાળું પ્રીતમના. (ધ્રુવ)

ચાલો ક્ષિતિજની પાસે
પ્રીતમ ભેટ થાશે
કે કાળની ડાળે સાહેલડી. આઘે૦

લોકો વરસના કાપે
કે કાળને માપે
ને હું યે એ કાપેથી માપતી. આઘે૦

માનવને ડગલે મેં ચાલી
ક્ષિતિજવાટ ઝાલી
ના ડગલાં ગણતાં ગણાય છે. આઘે૦

લાખો દિવાળીઓ સિધાવી
ક્ષિતિજ હાથ ના'વી,
ક્ષિતિજ દૂર જાતી જણાય છે. આઘે૦

લાગે અખંડ વળી કાળે
પ્હોંચાય ના ડાળે,
કે પ્રીતમને પામુ શી રીત હું ? આઘે૦

પ્રીતમનું ઉર લોહ ભાસે
ચુંબકથી તણાશે
કે બેસું થઇ ચુંબકની ચીપ હું. આઘે૦

## રાધાની ઝંખના

પળપળ ઝંખે રાધાપ્યારી, ગોકુળ આવો ગિરધારી!
આંસુ કેરા હાર ગૂંથતી વાટ જુએ વ્રજકુમારી;
પળપળ ઝંખે રાધાપ્યારી ગોકુળ આવો ગિરધારી!
જી ગોકુળ આવો ગિરધારી!

વનમાળા વરજીને હરજી કનકહાર આ કયમ ધાર્યો?
પળપળ ઝંખે રાધાપ્યારી, ગોકુળ આવો ગિરધારી!
કનક મુગટ કયાંથી આ ધાર્યો, મોર મુગટ કયાં વિસાર્યો?
હો ગોકુળ આવો ગિરધારી!

'હૃદિપદ્મમાં રાધા મારા' કહી હરિ મુજને ઠગતા,
હૃદિપદ્મ એ શૂન્ય કરી કાં મોહન મથુરા વસતા?
પળપળ ઝંખે રાધાપ્યારી ગોકુળ આવો ગિરધારી!
હો ગોકુળ આવો ગિરધારી!

લાખ લાખ રાધા શી રમણી મોહન માટે તલપે,
રાધાને તો એક કનૈયો, વિરહે હઇડું સળગે;
પળપળ ઝંખે રાધાપ્યારી, ગોકુળ આવો ગિરધારી!
જી ગોકુળ આવો ગિરધારી!

# તપ્ત ત્રિપુરારિ

બાળ્યો હરે રતિપતિ નિજ નેત્રજ્વાળે,
કિન્તુ ઉરે નયન જ્યાં પછી નિજ ઢાળે;
વાગેલ પંચશરનું વિષબાણ ભાળે,
મુઓ મનોજ પછી એ વ્રણ કોણ ટાળે?

વીંધી અને હર તણી તપ-વજ્ર છાતી,
ફૂલે બધા જગતને સ્મરજ્વાળ તાતી;
એ જ્વાળથી સળગવા ગિરિમાળ લાગી
ને શાંતિ સૌ તપતણી હરકેરી ભાગી.

હિમાદ્રિની હિમભરી પણ ગોદ ઊની,
લાગી તપોવન તણી શુચિલોમ સૂની;
ત્રાસી અતિ વ્રણ તણો પરિતાપ સ્હેતા,
કૌપીન અંગ તણું એક જ ફેંકી દેતા.

થાવા જરા શીતળતા નિજ તપ્ત-અંગે,
રંગ્યું ત્રિપુર-અરિએ તન ભસ્મરંગે;
તો’યે ન તાપ શમતાં ગ્રહી ગંગધારા,
શીર્ષાભિષેક કરતા બળતાં બિચારા.

સેવે શીળું તન થવા વળી વિજયાને,
તો’યે બળું બળું થતા ભટકે સ્મશાને;
જાણી સુધા છલકતો શશી દુઃખ ટાળે,
ધાર્યો લલાટપટમાં વ્રણ તો’ય બાળે.

વર્ષા તણા છલકતા નવમેઘથી યે,
બુઝયો ન તાપ શિવનો શીળી શર્દથી યે;
કામાગ્નિને શમવવા ઉપચાર સામા,
શિવે અનેક કીધ સર્વ દીસે નકામા. ૨૪

દુઃખે પછી કાર્તિક માસ થાતાં,
પાતાળ મધ્યે પશુનાથ જાતાં;
સૃષ્ટિ મહીં શીતળતા છવાયે
*પાતાળનું નીર ઊનું જણાયે. ૨૮

*આ સ્થળે એક રસિક ગ્રામ્ય કલ્પના યાદ આવે છે. શિયાળામાં ઉંડા કુવાનું પાણી ઊનું વરાળ નીકળતું હોય છે. તેના ખુલાસામાં ગુજરાતના ખેડુતો કોસ ચલાવતાં ચલાવતાં એક રસિક કલ્પના આપણી સમક્ષ રજૂ કરે છે: "એ તો દેવ-ઠડી અગિયારસથી મહાદેવજી પાતાળમાં બળી રાજા પાસે ગયા, તે ત્યાં ખૂબ ગાંજો ફૂંકીને ચલમથી પાતાળને ધગધગાવી મૂકે છે. તેથી આ ચાર મહિના પાણી ઊનું રહે છે."

# અધિકાર

કૃષોદરી સુંદરીના ઉદર શા કાસારે કો
વનિતા—વદન જેવું ઉગ્યું પદ્મ એક,
કમનીય કમળ એ કાસાર જોઇને ગર્વે
આનંદના ઉરાડે છે તરંગ અનેક.

કરાવે છે સર સ્નાન, મરૂત શીખાવે નૃત્ય,
પંક છુપો રહી આપે જીવનનું જોર;
કોમળ પ્રસારી કર મૃદુભાવે મુખ પરે
જગાડતો નિત્ય રવિ પ્રભાતને પ્હોર.

પ્રફુલ્લ એ પદ્મ પરે અધિકાર સ્થાપવાને
મળ્યાં એક દિન સર, પૃથ્વી, વાયુ, અર્ક,
'મારૂં પદ્મ મેં ઉગાડ્યું, મેં જીવાડ્યું' એમ
કહી કરે સહુ કોઈ અનુકૂળ તર્ક.

પૃથ્વી કહે 'પંક મારો પદ્મ-પિતા,' વાયુ કહે: 'મિત્ર
હું છું, ચાહે મને' કહે સરઃ 'મારૂં ધન,'
રવિ કહેઃ 'મારૂં પદ્મ, દેખી મને પ્રફુલ્લતું
જાણે પ્રિય દરશને પ્રેયસીનું તન!'

ઠર્યું અંતે પૂછવાનું પદ્મને 'તું કોનું ફૂલ?'
પૂછે 'કોનું?' ગણાવી સૌ નિજ ઉપકાર,
'કો'નું નહિ.' કહે પદ્મ સહુને ધૂણાવી શીર્ષ
પણ સૂર્યે પૂછ્યું ત્યારે કીધો ન નકાર.

સૂર્ય સામે જોઈ હસ્યું, હાસ્યમાં ભરેલો હતો
મૃદુ મુગ્ધ ઉર તણો સંતુષ્ટ હકાર;
પિતા, માતા, મિત્ર, સખી સહુથી વિશેષ નથી
વિશ્વે ઉર-વિજેતાનો સત્ય અધિકાર?

## રહસ્ય

નિંદે અંધારી રાતને સૌ કો
ગુણ પ્રભાતના ગાય,
સર્જવા દિવ્ય પ્રભાતને રાત્રી
પૃથ્વીનો તાપ પી જાય:
રહસ્ય એ કોણ વિચારે રે!

## શોધ

શોધી પુસ્તક પાનિયે, ભટકતાં શોધી નદી રાનમાં,
શોધી આભ, શશી, ગ્રહો, ઉદધિમાં, સ્વપ્નો તણી ભોમમાં;
તોખારે ચઢી તર્કના ક્ષિતિજમાં, આઘે તને શોધતો,
કસ્તુરી કવિતા તણી, ગમ પડી ના, નાભિમાં હોય કૈં.

## રાધિકા

મોંઘેરા મેઘ-ચાપોના રંગે સ્રષ્ટા રસી રસી,
ઘડે અમૃતકુંજાશી રાધિકા રસસુંદરી.
વિધિએ વીજળીમાંથી ઘડી શું શિલ્પસુંદરી!
કાવ્ય શી કોમલા એને છાંટી સંજીવની કીધી.

હજારો પુષ્પોનો પરિમલ મધુરો મઘમઘે
રૂડા રાધિકાના કુસુમલ મૃદુ દેહવિટપે,
થિજેલી જ્યોત્સ્ના શું રસવિવશ રાધારૂપ વસી,
લહી રાધા મુખે શશિયર ઉગેલો પુનમનો.

ઉષા તણી મોહક રંગલીલા,
ને અંગભંગી વિચિની સુરેખા;
થૈ પક્ષપાતી વિધિએ દીધો વળી
સુકોમળો કોકિલકંઠ સાથે. ૧૨

રાધાના સ્મિત સામે મધુર મલકવું વીજનું ફિક્કું લાગે,
એના નેપુરનાદે ઝરણ સરિતની ઝાંઝરીઓ ઝરે છે.
એના કંઠે વસીને, સ્વરની પરુષતા બંસરી છૂપવે છે,
રાધાનું રૂપ પીતો ઉદધિ બની અહો મત્ત શું ઊછળે છે!

બ્રહ્માંડે રૂપસી માત્ર એક રાધા મનોહરા,
એને સર્જ્યા પછી સૃષ્ટિ બની સાચી વસુંધરા.
રાધાએ તાપ ને થાકો સંતપ્ત સૃષ્ટિના હર્યા;
અમૃતા રાધિકાથી આ પ્રાણકોષો ભર્યા ભર્યા. ૨૦

સોનેરી સોણલું રાધા રંગીલા રસદેવનું;
રસિકો આરતી જેની ઉતારે જુગજુગથી.
વિશ્વસાહિત્યમાં એવી કહો રાધા બીજે ક્યહીં
દીઠી ? પ્રિયા મીઠી જે છે યુગયુગાંતરો સુધી.

નિત્યે નવીનસ્વરૂપા રમણીયરૂપા
રાધા ચિરંતન પ્રિયા, ચિરયૌવના છે,
પ્રિયા મટી નવ બને કદી માત રાધા,
સંજીવની સકળ વિશ્વની મૃત્યુબાધા. ૨૮

રાધા રાધા રટે આખું વિશ્વ રાત્રી દિવા અહો,
જળે, આભે, સ્થળે, સૂર્યે, ચંદ્રે નિહારિકા વિષે,
રાધાના સ્પન્દને નાચે પંચે ભૂત અને અણુ,
ગ્રહો, ઉપગ્રહો ઘેલા થૈ ફરે રસકૂંદડી.

રાધાને વિધિએ સર્જી ? અરે એ તે બને કદી ?
રસીલી રાધિકા પોતે સર્જે બ્રહ્માંડ આ રસે. ૩૪
તરંગિત કીધી રાધે, સુષુપ્તા તે નિહારિકા,
એ તારી મસ્તીથી ભવ્ય રાસ બ્રહ્માંડનો ચગ્યો.

ન શું રાધા રૂપે અધિક વિભુયે ગમ્ય બનતા ?
ન શું રાધા રૂપે જગરટણમાં સદ્ય ચઢતા ?

મીરાંઓ થાય રાધિકા; નારી નરસૈયા બને,
'સારમાં સાર સંસારે રાધાનું રૂપ' બોલતા;
યશોદા દેવકી અંકે, ખેલ્યા કૃષ્ણ ભલે છતાં,
રાધિકા દેવીના એ તો કે'વાયા કૃષ્ણ વિશ્વમાં. ૪૨

'સોહમ્ સોહમ્' વદે રાધા વિશ્વના પ્રાણી માત્રમાં;
સત્ય રૂપે વળી શોભે વેદના મંત્રપાત્રમાં.

નિહાળે રાધાને શતશત રૂપે આ જગજનો,
સ્વનિર્મેલા કાચે નવનવ રૂપે સૌ નિરખતા;
નિહાળેલી કૃષ્ણે પ્રથમ નિજ બંસી રૂપ, પછી
દીઠી રાધાદેવી કુંવરી વૃષભાનુ તણી મીઠી.

ઉલૂપીમાં પાર્થે,
ઉમા રૂપે શિવે, રસિક રાધાને નિરખી'તી.
કદી લૈલા રૂપે, કદી વળી મીરાં થૈ અવતરે.
વળી કોઇ જુગે અતુલ રૂપસી હેલન બને,
જહાંગીરે માની જગતરૂપસી એ નૂરજહાં.

ભણે ભક્તો રાધા પ્રથમ, પછીથી કૃષ્ણ સ્મરતા,
ધરે ધ્યાને જોગી રસિક રૂપ એ બ્રહ્મસ્વરૂપે;
કવિ આખા વિશ્વે રૂપસી રાધાને નિરખતો,
સદા ઘેને ઘેર્યો રૂપરસ તણું ગૂંજન કરે.

ઉષાના રંગોમાં,
સુવાસી પુષ્પોમાં કદી વળી વને નિર્ઝર વિષે,
રૂપાળી રાધાની મધુરતમ લીલા કવિ જુએ;
તરંગોને ભાળી, કવિઉર સ્મરે અંગભરડો
રૂપાળી રાધાનો, વળી સ્મિત નિહાળે વીજળીમાં.

અજન્મા રાધિકા કેરી, ધરીને ભેટ વ્યાસજી!
છાંટી સંજીવની આપે સંતપ્ત લોકની પરે.

છતાં સંદેહ ઉઠે છે, રાધિકા વ્યાસપૂર્વની;
રાધાહિણા રચે વ્યાસ શી રીતે રસરાધિકા? ૬૬
રાધિકા, રસઘેને સૌ ઘેરાયા વિશ્વના જનો,
ડોલે દિગ્પાળ ત્હોયે ના ઘોર એ ઘેન ઉતરે.

પાપોની જ્વાળ જાગી, ધરણી ધમધમી, છોડીને રંગ રાધા!
ધારી લે રક્ત વસ્ત્રો, ત્રિશૂળ કર વિષે, ભોમની થા ભવાની;
મીઠા આલાપ છોડી, હર, હર! કરતી વિપ્લવે થા વિધાત્રી,
પાંચાલી રૂપ રાધા ધરી જનમ હવે પૌરુષો પાર્થને દે. ૭૨

પાપથી પૃથ્વીની કાયા શીત જાણે થીઝી હિમે,
વિપ્લવે લાહ્ય લાવાની રેલાવો રાધિકા! તમે.

રાધા, તારા નર્તને વિશ્વ નાચે,
રાધા નામે કૃષ્ણની બંસી બાજે;
થાને રાધા નિત્ય નાવીન્યરૂપા,
લાવાસ્વરૂપા પ્રલયંકરા હે! ૭૮

## બૉમ્બ?

ફેંકયો સન્મુખ દ્વારમાં ફટ કરી, હૈયુ ફૂટયુ ફૂટતાં,
છાતી ચૂર્ણ વિચૂર્ણ આ બની, હવે જીવી શકું કેમ હું?
'શું ફેંકયો સખી, બૉમ્બ દ્વાર પર કો દુષ્ટે કહે?' 'ના સખી,
'આવ્યો આજ નકારમાં પ્રણયિનો જે પત્ર તે ફૂટતાં.'

# કેમ રિસાણી ?

રાધારાણી કેમ રિસાણી ?
કેમ રિસાણી શ્યામા સલૂણી, બોલને પ્રેમનિધાન!
વિરહવાણી વહે મમ બંસી, જંગલે ઝુરે કહાન
રાધારાણી કેમ રિસાણી ?

પુષ્પથી યે મૃદુ હૈયાવાળી, કેમ બની તું કઠોર?
'ક્હાન વિના મ્હને ચેન પડે ના' એમ કરંતી શોર,
છતાં શાણી કેમ રિસાણી?
રાધારાણી કેમ રિસાણી?

તું તો રાધા મારા શિલ્પનું સમણું, કલ્પના કેરૂં ગાન;
તું તો પ્રતિમા હૃદય રસ કેરી, કેમ માગે કહે માન!
શ્યામા શાણી ક્યાં તું છૂપાણી?
રાધારાણી કેમ રિસાણી?

કીલ કીલ હાસ્ય કરી કહે રાધા, "ક્હાનજી ભૂલ્યા ભાન,
હું તો તમારે હૈયે વસું છું, ગાતી સોઽહમનું ગાન.
પ્રાણે પ્રાણ દીધો છે રેડી,
છોડી દેજો દ્વૈતની કેડી."

રાધારાણી કેમ રિસાણી? રાધારાણી હૈયે સમાણી.
દીધો પ્રાણે પ્રાણ પ્રસારી, બની હૃદયા કેરી રાણી.
વૃથા હવે દ્વૈતની વાણી
રાધારાણી કેમ રિસાણી?

## પીડા ઉરે છો

(વસંત-સ્રગ્ધરા)

ધારે સમુદ્ર વડવાનળ-જ્વાળ હૈયે,
તો યે વિચી-લહરશાં સ્મિત વાન ઢાળે;
પૃથ્વીઉરે ધગધગે પ્રલયાગ્નિ લાવા,
તો યે ન દે સ્મિતવતી ધરણી કળાવા.
હું યે પીડા ઉરે છો, પણ સ્મિતલહરી લેશ ના દેં ભૂંસાવા.

# સમુદ્રને

દીધેલ તેં અમી પીધું મળી દેવલોકે,
ને દ્વાર આ અમતણાં હજી મૃત્યુ ઠોકે;
દીધો મનોહર મહા વળી ચંદ્રમા તે
આવે ન કામ અમને કદી કૃષ્ણ-રાતે.

મોહાવતી મન ત્રિભુવનનાં રૂપાળી,
સૌંદર્યમાં કમલ-સત્વ સમી સુંવાળી;
દીધેલ લક્ષ્મી તુજ કો જન વિષ્ણુ જેવા
લેઇ જતા, અવરને મળતી ન જોવા.

ના રત્ન કો તુજ તણાં અમ રંકભોગ્ય
તું ગર્વથી ઊછળતો દીસતું અયોગ્ય.

ત્યારે કહું કયમ તને દીન-હીન વંદે?
ખારાશ જે હૃદયની ગમતી તને ના,
જેને કલંક કડવું દધિ! તું ગણે છે,
'મીઠું' બની અમ જગે રસ તે ભરે છે.

## અજાણુ પથ

અજાણુ પથમાં વહી જીવન આ જતું, સંશયો
ઊઠે મનમહીં ઘણા, 'જીવનપંથ શું સત્ય આ
હશે ? અગર ઊલટી દિશ વહેણુ આ મુજનાં ?'
નથી સરળ માર્ગ ને બહુય ટેકરાટેકરી,
દિશા નવ કળી શકું તિમિરપુંજને પોટલે.
સ્વયં હૃદયથી છતાં ઊઠતી પ્રાણુની પ્રેરણા,
અને ઘસડતી જતી અદીઠ માર્ગમાં મુજને.
નદી પથ સમુદ્રનો વણદીઠે વહેતી જતી,
છતાં હૃદયપ્રેરણા ઘસડતી ઘસી ટેકરા
અને ખડક ખોતરી લઈ જતી દધિ અંકમાં.

કદી સરિત કોઈ ના ઉદધિપંથને ભૂલતી,
કરું ફિકર શીદ હું ? જીવન છો વહેતું જતું.

વહે સરલ ભાવથી જીવન છો સરિતા સમું,
હુંયે સરિત પેઠ થૈ સરળ ને તજુ સંશયો.

## વણકરને

વસ્ત્ર વણનારા દેહનું મારા, વણકર ભાઈલા સુણ,
કરગરી કહું તે ધ્યાનમાં લે ના ભૂલીશ તારો ગુણ.

ભલા જો તું દેહ વણે મારો,
વાણો તાણો વાપરજે સારો.

દેહનો સ્વામી હું બળધારી, જેવો દીસું બળવાન,
તેવું વણી મને ખોળિયું દેજે રાખજે ભાઇ ભાન.

ઘડી ઘડી ફાટે ને તૂટે,
નકામાં તેજ એમાં ખૂટે.

તેજનો સ્વામી હું ના વલખાં મારૂં રૂપને કાજ,
રૂપના ભૂખ્યા કોઇને દેહે દેજે સ્વરૂપના સાજ.

વાણા તાણા હોય ભલે કાળા,
રંગી એમાં પાડીશ ના ગાળા.

જાડા જાડાને ચીકણા જોઇ, લેજે તું હાથમાં તાર,
ઝૂઝવા જાયે આતમ જ્યારે, અધવચ તૂટે ના તાર.

વાણા તાણા વજ્જરના કરજે,
કુસુમોની કોમળતા ભરજે.

વસ્ત્ર વણનારા દેહનું મારા વણકર ભાઈલા સુણ
કરગરી કહું તે ધ્યાનમાં લે, ના ભૂલીશ તારો ગુણ.

ભલા જો તું દેહ વણે મારો,
વાણો તાણો વાપરજે સારો.

# અંતરની આગ

: પૃથ્વી :

બહુ ય સળગી ધગી પિગળીને પ્રવાહી બની,
ધરા રવિ થકી છુટી, શીતળ થૈ નભે ઘૂમતી;
મટ્યા અગનદાહ સૌ યુગ અનેકથી સેકતા,
ઊગે તરુવરો ફળે મધુર ફૂલડે ઝૂકતાં,
નદી, નદ સરોવરો ઝરણ લાખ ઠંડાં ઝરે,
હવે ધરતીના તને નવ નિશાન કો દાહનું.

અનંત યુગના છતાં કયમ શમે બફાળા ઉરે?
ધરાઉર તળે હજી વિતક આગ લાગ્યા કરે.

કદા ધરતીકાળજે પ્રબળ આગ એ ધૂંધવે,
તૂટે ધરતીનાં પડો, ધણધણી ધરા ધ્રૂજતી;
પછી મનુજકાળજે વિતક લાહ્ય ના કાં બળે?
ધગે ધરતી તો કહો મનુજ અલ્પનું શું ગજું?

—

## મધરાતે

મધરાતે મુજ બારણું ઠેલી
કરતું આ કોણ અવાજ?
ઉંઘે મારી આંખો ઘેરાણી રે.
બાર દીધાં મેં આગળા વાસ્યા
ઘેરણુ ઘોરવા કાજ;
પંખી પેઠે પાંખો વેરાણી રે.
બૂમ પડે, મને થાય અજંપો
જાગું, ન ર્‌હોય ઉઠાય,
નિંદરરાણી બાથ ન છોડે રે.
માયાના સાગરે શેષશાયી હું
લક્ષ્મીએ પકડ્યા પાય,
બંદી કેમ બારણું ખોલે રે?
હથોડાથી તું જો ન તોડે રે?
મધરાતે મુજ બારણું ઠેલી
કરતું આ કોણ અવાજ?
ઉંઘે મારી આંખો ઘેરાણી રે,
પંખી પેઠે પાંખો વેરાણી રે.

# નિષ્ઠુરા

(મંદાક્રાન્તા)

ક્યાંથી ક્યારે થનગન થતી આવશે વેગથી તે
જાણી લીધું, વળી સ્થળ કયે કેટલું શોભવાની
કામી તારો થઈ મન વિષે તે ય લીધું વિચારી.
વ્હેલો ઊઠી નવલ સજીને વેશ કાલે પ્રભાતે,
તારી પાસે ગમન કરવા હું સૂતો વ્યસ્ત રાતે.
ઉઠાશે ના સમયસર તો ભેટ તારી થશે ના
એ વિચારે, રજનિ અરધી નેનમાં નીંદ ના'વી. ૭

છોડી છોરુ, ઘરુણી ઘરની, ઊઠીને હું પ્રભાતે
દોડું ઘેલા પુરૂરવ સમો, સાંભળું કો ન વાતે
પત્નીની કે અવર જનની; માત્ર સંધાન તારૂં
થાવા માટે અવર સહુને ગૌણ લેખ્યાં ખરે મેં.
વાગી ઠેસો પણ ન પરવા, એવડો પ્રેમ તું પે. ૧૨

તેં નિષ્ઠુરા, પણ ન પરવા રાખી સીટી વગાડી
મારી, ને મેં દીઠી ઉપડતી દૂરથી આગગાડી! ૧૪

# મર્યાદા

'આઘા હઠો માર્ગ મારો ન રૂંધશો
'ઓ પથ્થરો પર્વત-ટેકરાઓ !'

તટસ્થ ઉંચી દઢ ભેખડોને
વ્હેતી નદી એમ કથેઃ સજોરે
મૂળો ઘસી પથ્થર ભેખડોનાં
ઉખેડવા શું મથતી જણાયે.

સ્થિતપ્રજ્ઞો સમાં કાંઠે ઊભાં ભેખડ પથ્થરા,
બાલભાષા નદી કેરી, સુણી તે ના સુણી કરે.

કવચિત ખૂણ ખિજેલી પથ્થરોથી પછાટો
સરિત રીસ ભરેલી ખાય ઘેરા અવાજે.
નિજ ગતિ બળ સૌને રૂંધતા કાંઠડા એ
સરિત બની અધીરી તોડવા કોઈ વાતે.

મર્યાદાઓ કિનારાની ઇચ્છે ના ઊગતી નદી,
સાંકડી નેળમાં વ્હેતાં, રૂંધાયે પ્રાણ જેમ સૌ.

*

આઘે જતાં ભેખડહિન ખૂલ્લાં
મેદાન જોતાં નદી મોદ પામે.

પ્હોળો થતો પટ તહીં પણ જેમ જાણે
ઓછું થયું, જળનું શોષણ યે જણાયે;
રેતી વિષે પથ જડે નવ ને નદી એ
શોષાય છે વદ તણા વિધુ જેમ જાણે.

આઘેથી ત્યાં હસી ઝિણું રહ્યા કાંઠડા બે નદીના
'સ્વચ્છંદે લે સરિત વહી જા, આ ઊભા દૂર' કે'તા.
ઘેલી દોડે સરિત તટ બે ભેટવા, 'ભૂલ ભાંગી'
બોલી, રે, રે! પણ કૃષ થયો દેહ આવેગથી એ
તૂટે, થાતા સરિતતનના બેટથી બે ચિરાડા. ૨૫

## રમકડાં

હતાં બાલ્યે ભારી પ્રિય રમકડાં ઢીંગલી, હયો,
ગજો, માટી કેરા કદિ કચ્ચકડા કે રણરના;
રુપાળાં શોધીને ઢગ રમકડાંનો કરી કરી,
મને હું ફુલાતો, બહુ રમકડાં છે મુજ કને.
માગે તે આપું મિત્રોને, સિવાય મુજ ઢીંગલાં
તદા ના વિશ્વમાં મોંઘું પૂતળાંથી બીજુ કશું.

અરે મોટો થાતાં લઘુ રમકડાં તો બની જતાં,
હતાં જેવાં બાલ્યે મધુર નવ તેવાં ય દીસતાં;
કહું સાચું? પામી નવું રમકડું હું ધન તણું
વિસારૂ મોઘાં એ શિશુવય તણાં સૌ રમકડાં.
ભમુ રાત્રી દા'ડો ધન રમકડાં—નોટ, રૂપિયા,
હિરા, રત્નો માટે, વધુ વધુ મળ્યે ગર્વ વધતો.

હજી છું નાનો હું પ્રભુ! અધિક મોટો કદિ થતાં,
ભુલાશે કો શું આ, પણ રમકડું દિવ્ય મળતાં?

## ગર્વ વિ. નમ્રતા

ઝંઝાપ્રપાતો વનમાં પછાટો
ખાઈ વદે: 'રે સૂર કોક ઝીલો
સત્યં અને સુંદર શિવ કેરો
બ્રહ્માંડના નિર્ઝર શો સુરીલો.'
વૃક્ષો પછાડી તન ખ્હાડ સાથે
મિજાજમાં બોલત કાં ન જાણે:
'અમે શિલા, સીસમ, સાગ નક્કર
'ઉરે ન કો પેસી શકે અમારે.'
ગ્રહો ને તારકો કેરો દિવ્ય નાદ વહી ઉરે
વાયુ ત્યાંથી વહી આઘો સરે છે વાંસના વને.

વાંસે વાંસે મરમર ધ્વનિ ત્યાં ઉઠે છે સુરીલો,
વાયુને ના વદવુંય પડે કે: 'ઉરો આપ ખોલો.'
ખુલ્લાં રાખે નિજ હૃદયનાં દ્વારને નમ્ર વંશો,
ચૂકે બીજાં હૃદય ભીડીને ગર્વમાં, મિષ્ટ અંશો.

# એક પ્રાર્થના

( શિખરિણી )

રિઝે તો તું માગું–નવ જગતનું રાજ મુજને
ગમે, દેજે મારા મન તણું પ્રભો શાસન મને;
રિઝે તો’યે દે ના મદભરી મહત્તા લવ મને,
લઘુતા દેજે કે હરનિશ તને હું નવ ભૂલું.

ચહું ના સૌંદર્યો અજબ તુજ સૌંદર્ય ભુલવી
મને જે અંધારે અટિવ અપળે જાય ફસવી;
સુખો ના સૂંવાળાં સુખ અવરનાં ઈશ ખરચી
મને દેજે કો’દિ;
સુખે માગુ હું તો પ્રથમ દુઃખરૂપે મૂલ દઈ.
રિઝ્યો જો તું હો તો પ્રથમ જગનું મંગળ કરી
પ્રભો અંતે દેજે મન મુજ તણું પાવન કરી.
વસે જ્યાં સુધી આ જગ મહીં દુઃખો ને દળદળે
ભૂખે, રોગે, લોકો અગણિત રિબાતા ળવળે;
ન ત્યાં સુધી તો તું કંઈ વધુ શકે દેઇ મુજને
ભૂખે ભાંડુ રોતાં, જમણ જમતાં લાજું નવ કે ?

# રાજમાતાનો ઉપાલંભ

"શું છે આજે બેટા, કુરુભવનમાં પર્વ ઉજળું
"ધર્યાં જેથી અંગે નવલ હીરનાં આ ચીર સહુ?"
પૂછે છે ગાંધારી કિલકિલ સુણી હાસ્યરમણા
વધૂઓનાં કંઠે, છૂપવી ઉરમાં દુઃખ–ભ્રમણા.
ભાનુમતી સજતી આભરણો રૂપાળાં,
ઓઢયાં હતાં ન જીવને કદી જે સુંવાળાં;
ટોળે મળી સકળ હર્મ્યની સુંદરીઓ,
રેલાવતી મધુર હાસ્યની વાંસળીઓ.
ત્યાં આવી પ્રશ્ન ગાંધારી–રાજમાતા પૂછે ધીમે,
પામે સંકોચ નારી સૌ, ક્ષોભે ભાનુમતી નમે.

નત કરી મુખ ભાનુમતી વદે:
"પ્રણમું માતતણાં શુચિ હું પદે,
"કુરુકુલે ન શું માત મહા ઘડી
"પરમ શત્રુ જતાં વનમાં રડી?"

"અરર, આમ ન દીકરી બોલ તું,
"વચનથી તવ આ ઉર ફાટતું;
"નવ સુયોધન ધર્મ જુદા ગણું,
"દ્રુપદબાળ મને પ્રિય તું સમી.
"તજી સુયોધન ધર્મ, અધર્મથી
"જગતદંડ કરે ધરવા ચહે;

"સ્વજન શત્રુ ગણી કુરુવંશને
"ચિર કલંકિત આજ કરી રહે."
"રાજસૂત્રોતણી ચર્ચા, રાજમાતા કરે ભલે;
"અધિકારી ન હું એની, ક્ષમા માતા, કરો મને.
"દિવ્ય વસ્ત્રો મણિમાળા, વિરલાં દ્રૌપદી તને
"શોભતાં તે ધરી આજે, આનંદુ કાં ન માત હું?"

"પાંચાળીના તનેથી વલય મણિ ન વા વસ્ત્ર એ ઊતર્યાં છે,
"નારી હૈયાતણી એ વિષમ કકળતી લાહ્યની નાગણીઓ
"ફૂંફાડા મારતી, ના, તન પર ધરજે દીકરી મોહ પામી,
"અંગે તારે અડંતાં તુજ હૃદયનું એ સ્વત્વ દેશે વિદારી.
"માતા સુયોધનતણી, પણ શું ન હું સ્ત્રી?
"પત્ની સુયોધનતણી, પણ શું ન તું સ્ત્રી?
"પામી સુયોધન કરે અપમાન આખા
"આ વિશ્વકેરી લલના કયમ તે ભૂલે તું?
"ઊભી યદા દ્રુપદની તનયા સભામાં,
"નારીજનો સહુ તદા અપમાન પામ્યાં;
"વિશ્વે ભૂલે કયમ કરી રમણી કદા કો
"દુઃશાસને કિધ મહા અપમાન-ડાઘો?

"તે તું ભૂલી દ્રુપદની તનયાતણાં આ
"આભૂષણો નિજ શરીર ધરંતી મોહે;
નારી છતાં ધિક! તને; રમણી તણાં ના
"ઊંડાં દુઃખો હૃદયને જરીયે હલાવે!"

## વતનની વાટ

વહાલું વતન મને સાંભરે,
અતિ આઘેરું સાગર પાર;
ઘૂમી વળ્યો નવખંડ ધરાને, માંડી નજર નભમાંય;
શશી, સૂરજ ને તારા મહીં એ, વહાલું વતન નવ ક્યાંય:
બતાવો કોઈ વતનની વાટ.

કોઈ અગમ્ય અગોચર ઠામે, મારા વતનના વાસ;
પંથ તણી પણ સૂઝ પડે નાઃ પછી આદરું કેમ પ્રવાસ? બતા૦

આવરે આડા પડદલાને, આઘે નજર નવ જાય;
અમૂલખ આયું જાય સરી આ, હૈડે કૈં કૈં થાય. બતા૦

કાળ, કરાલ તું આવજે રે, કરમાં ધરીને કટાર;
ચારે દિશાના પડદા ચીરી, મારૂં હૈયું ચીર ધરાર. બતા૦

મોંઘા મૃત્યુ! ઝટ આવજે, મારે ઝટપટ જાવું સ્વદેશ;
મૃત્યુની હોડીમાં બેસીને મારે, સજવા વતનના વેશ. બતા૦

# શ્રેષ્ઠદાન

· સ્રગ્ધરા ·

અંધારૂં ટાળવાને ઇશ અવનિનું તેં સૂર્ય ને ચંદ્ર જેવા,
ફેંક્યા બે ચાક લેતા ચકર ભમરડા દોરી વીંટી દિશાની;
ને ધોવા પાદ ભૂના સતત ગરજતા સાત સિંધુ બનાવ્યા,
સ્નાનાર્થે પૃથ્વીના મધુર જળભર્યા મેઘ કેરા ફુવારા.

રત્નો હીરા સુવર્ણે ઉદર ધરણિનું તેં ભર્યું ઠીક એ તો,
એથી મોંઘા ભર્યા તેં જીવનરસ તણા કોષ ગર્ભે ધરાના;
મેઘે તેં વીજળીની મધુરપ રચી ને જીવને પ્રેમ કેરી,
આપ્યાં આશા, યુવાની, સુમધુર કવિતા ને કલા શાં રૂપાળાં.

આપ્યું છે એટલું કે ગણી નવ શકશે શેષ કેરીય જિહ્વા,
ને એવું ભવ્ય આપ્યું લવ ન કદિય જે માનવીથી કથાયે;
આપ્યું આ સર્વ તેથી જગતજન બધાં વંદતાં વિશ્વસ્વામી!
વંદે કે ના નવાઇ; પણ તુજ દિધ સૌ મૃત્યુથી દુઃખ પામે.

વંદુ હું શ્રેષ્ઠ જાણી પણ તુજ દિધ એ માધુરી મૃત્યુ કેરી,
મૃત્યુની વીજ વિના સકળ મધુરતા તેં દિધી થાત ઘેરી.

## ખાંભી

યુગયુગના માનવગણ કેરાં, મૂક વદનો ઝીલતી;
ક્રૂર કાળના ઘર્ષણ સામે ઓર કંઈ ખીલતી.

વીરના વીરત્વની વાણી, જડને ઉર ચેતન લખતી;
વીરના ખમીર તણી ખાંભી, શરદની જ્યોત્સ્નામાં ઝગતી.

નગરતણી ભાગળમાં ઊભી અણુપ્રીછીએ ખાંભી,
ખંડિત આરસપહાણ છતાંયે લેશ નહિ ઝાંખી.
નર કે નારી કોણ દટાયું, એ પથ્થર-પડ નીચે;
જાણે નહિ તો યે જનગણ ત્યાં અશ્રનાં જળ સિંચે.

હશે એ ઈંટ ઘડી કોણે, કયા એ દધીચિની યાદે,
હશે કો લયલા ને મજનૂ, દટાયાં ઈશ્ક તણે સાદે?

યુગયુગના જન અશ્રુઓએ ધોળા આરસ ધોયા,
લાખ દીપક ટમટમતા બેસી, લાખ રાત કૈં રોયા;
અણબૂઝી એ ખાંભી માથે, લાખો શ્રીફળ ફૂટયાં,
પણ ના કોઇ માનવ કેરાં સ્વાર્થ-પડળ ત્યાં તૂટયાં.

થતી ના જિજ્ઞાસા કોને, ઘડાઈ ખાંભી એ કેવી!
દટાઇ કો દુનિયા કાજે, ચહે ના પદવી એ લેવી.

સ્વાર્થપટુ સંસારે આ ના ટીપું પ્રેરણા પીધી,
સ્વાર્થસાધના માટે મિથ્યા મૂર્તિપૂજા કીધી;
ટમટમતો દીપક બળતો ને વનમાં ઓળા પડતા,
જુગજૂના શશિયર ને તારા, દેખી રોષે ચડતા.

# મૃત્યુની મઝા

(ઝૂલણા)

ભવેભવનાં ભભૂકે સ્મરણ જો તને
　　આ જીવન ના પછી લેશ ગમશે,
બાળ યૌવન તણી સ્મૃતિના થર જગે
　　વૃદ્ધ ઉખેળતાં શું ન હસશે ?

"જોયું જીવ્યા થકી છે ભલું" સૌ વદે
　　તો પછી હર્ષથી થાવ ઊભા,
ભવ તણી પારના દેશ જોવા જવા
　　ચાલજો, નીરખવા દિવ્ય શોભા.

વિણ વૈવિધ્ય ના જીવનમાં રસ રહે
　　તો પડ્યા વિશ્વમાં શીદ રહેવું ?
એકના એક આ વિશ્વને જોઈને
　　થાકીએ, ક્યાં સુધી આમ સહેવું ?

એકલી રાત કે એકલો દિવસ ના
　　નિત્ય અળખામણો થાત દ્રગમાં ?
સૂર્ય સાંજે જતો આથમી વેગળો
　　તે સવારે થવા નવીન જગમાં.

અમર ભર્તૃહરિ કે બલીને પૂછો,
　　'જીવનથી છો તમે શું ન થાક્યા ?'
મૃત્યુને વંદના વદવા દ્રોણના
　　પુત્રને પૂછજો કેમ જાગ્યા ?

## ખાંભી

યુગયુગના માનવગણ કેરાં, મૂક વદનો ઝીલતી;
ક્રૂર કાળના ઘર્ષણ સામે ઓર કંઈ ખીલતી.

વીરના વીરત્વની વાણી, જડને ઉર ચેતન લખતી;
વીરના ખમીર તણી ખાંભી, શરદની જ્યોત્સ્નામાં ઝગતી.

નગરતણી ભાગળમાં ઊભી અણુપ્રીછીએ ખાંભી,
ખંડિત આરસપહાણ છતાંયે લેશ નહિ ઝાંખી.
નર કે નારી કોણ દટાયું, એ પથ્થર-પડ નીચે;
જાણે નહિ તો યે જનગણ ત્યાં અશ્રુનાં જળ સિંચે.

હશે એ ઈંટ ઘડી કોણે, કયા એ દધીચિની યાદે,
હશે કો લયલા ને મજનૂ, દટાયાં ઈશ્ક તણે સાદે?

યુગયુગના જન અશ્રુઓએ ધોળા આરસ ધોયા,
લાખ દીપક ટમટમતા બેસી, લાખ રાત કૈં રોયા;
અણબૂઝી એ ખાંભી સાથે, લાખો શ્રીફળ ફૂટયાં,
પણ ના કોઇ માનવ કેરાં સ્વાર્થ-પડળ ત્યાં ત્રૂટયાં.

થતી ના જિજ્ઞાસા કોને, ઘડાઈ ખાંભી એ કેવી!
દટાઇ કો દુનિયા કાજે, ચહે ના પદવી એ લેવી.

સ્વાર્થપટુ સંસારે આ ના ટીપું પ્રેરણા પીધી,
સ્વાર્થસાધના માટે મિથ્યા મૂર્તિપૂજા કીધી;
ટમટમતો દીપક બળતો ને વનમાં ઓળા પડતા,
જુગજૂના શશિયર ને તારા, દેખી રોષે ચડતા.

# મૃત્યુની મઝા

(ઝૂલણા)

ભવૈભવનાં ભભૂકે સ્મરણુ જો તને
આ જીવન ના પછી લેશ ગમશે,
બાળ યૌવન તણી સ્મૃતિના થર જગે
વૃદ્ધ ઉખેળતાં શું ન હસશે ?

"જોયું જીવ્યા થકી છે ભલું" સૌ વદે
તો પછી હર્ષથી થાવ ઊભા,
ભવ તણી પારના દેશ જોવા જવા
ચાલજો, નીરખવા દિવ્ય શોભા.

વિણ વૈવિધ્ય ના જીવનમાં રસ રહે
તો પડ્યા વિશ્વમાં શીદ રહેવું ?
એકના એક આ વિશ્વને જોઈને
થાકીએ, ક્યાં સુધી આમ સહેવું ?

એકલી રાત કે એકલો દિવસ ના
નિત્ય અળખામણો થાત દ્રગમાં ?
સૂર્ય સાંજે જતો આથમી વેગળો
તે સવારે થવા નવીન જગમાં.

અમર ભર્તૃહરિ કે બલીને પૂછો,
'જીવનથી છો તમે શું ન થાક્યા ?'
મૃત્યુને વંદના વદવા દ્રોણુના
પુત્રને પૂછજો કેમ જાગ્યા ?

જીવનને મૃત્યુ વૈવિધ્યથી ભરી જતું,
જીવનના થાક મૃત્યુ ઉતારે,
સવારે ઉગતા નવલ ભાનુ સમું
સાંપડે છે જીવન મૃત્યુ-આરે.

## નારી

માયાનો પાશ છે નારી, કહે કો દ્વાર નર્કનું;
કહે કો ખાણ રત્નોની, કથે કો શક્તિરૂપિણી.
નિંદું પ્રસંશું નવ નારને હું,
દેખાય તેવી સુજને કહું છું:
નારી દીવાની જલતી દિવેટ, એ
ભીંજેલ સ્નેહે, ભરી મેંશ પેટ છે.
પૂરે જે કોડિયે સ્નેહ, સંરક્ષે વાયુ-ઝાપટે
જલી તે નરનું નારી, ઉજાળે ઘર ઉર બે.
એ દીપિકા મોહઘેલો બને જે
પતંગ પેઠે સળગી મરે તે;
ખોટા મમત્વે અડતાં દઝાડે,
પળો રહે નિંદી, અંધાર તે પીએ.
જ્યોતમાં છૂપી છે મેંશ, આગે ભસ્મ, દિને નિશા;
નારી નર વિષે તેમ ગુણાગુણ; વિવાદ શા ?

## સાફલ્ય

(અનુષ્ટુપ-મિશ્રોપજાતિ-સ્રગ્ધરા)

અષાઢે એક ઉગે છે, આમ્ર બાવળ રોપ બે;
ક્ષેત્રમાં 'કામના બેઉ' બોલી ખેડૂત સાચવે.
ધરા ઉરેથી રસ માતૃ-દૂધ શો
અને પિતાનાં અમીનેત્ર જેવો
પી સ્નેહ વર્ષાજળનો વધે છે
આંબો અને બાવળ એક સાથે.
સૂર્યદાદા જળીને જે વાત્સલ્યે હૂંફ આપતા;
જોવા તે અંક દાદાનો, આભે બેઉ વધ્યે જતા.

*

કપાય છે બાવળ બાર વર્ષે,
આંબો રડે, બાવળ ત્યાં વદે છેઃ
"રે ના ભાઇ ! કપાઇ, જળી ભસમ થતાં જન્મ સાફલ્ય મારો,
"જીવ્યે સાફલ્ય તારું, મધુર ફળ અને છાંય તું આપનારો."
સંસારે માનવી યે સૌ, છે એ બાવળ આમ્ર શા;
પોતપોતાતણી રીતે, સેવા દૈ ધન્ય સૌ થતા.

## હરિજનનું બલિદાન

સૂકું તળાવડું સધરા જેસંગનું,
દૂભ્યાં સતીએ શાપ દીધા રે લોલ.—ધ્રુવ.
જોશી પંડિતનાં પોથાંમાં નીકળ્યું,
માગે છે ભોગ જલદેવતા રે લોલ.—સૂકું૦

દાંડી પીટાવી વાવડ દીધા છે દેશમાં,
આપોને કોઇ જીવન દાનમાં રે લોલ.—સૂકું૦

સોપો પડયો છે સારાં નગરોના ચોકમાં,
જીવનનાં મૂલ સૌને મોંઘાં રે લોલ.—સૂકું૦

થાકયો રાજા ને મહામંત્રી મુઝાય છે,
કોનું બલિદાન દેવું રે લોલ.—સૂકું૦

સહુનાં જીવન સહુ કોઈને મીઠડાં,
સેવાનો સૂર કોણ ઝીલે રે લોલ.—સૂકું૦

સુણ્યાં હરિજને રાજાનાં દુઃખડાં,
આવ્યા દોડીને પીવા વિખડાં રે લોલ.—સૂકું૦

છાંટા ઉડેલ ન મુખે માતાના દૂધના,
હૈયામાં લાખ લાખ આશા રે લોલ.—સૂકું૦

ઢેડ ને ઢેડણ કેરો એવો એ લાડકો,
સામે આવીને મયો ઉભો રે લોલ.—સૂકું૦

વર્ણે અઢાર જોઇ નીચું શું ઘાલતી,
કીધાં અંત્યજ-કુળ ઉજળાં રે લોલ.—સૂકું૦

અડતાં અભડાય એને બાજઠે બેસાડિયો,
રાજાએ હાથ માથે મૂક્યો રે લોલ.—સૂકું૦

લોકોની આંખમાં આંસુના સાગરો,
દીધો બત્રીસો બલિદાનમાં રે લોલ.—સૂકું૦

× × ×

હસતા હરિજન કેરા એ ભોગથી,
આજે હિંદુત્વ કેરી હસ્તી રે લોલ.—સૂકું૦

છાતી ચાંપીને એને માથે ઉપાડીએ,
અંત્યજના તો’ય ઓશિયાળા રે લોલ.—સૂકું૦

લાખો ‘મયા’એ પાયા પૂર્યા હિંદુત્વના,
મૂગાં બલિદાન દીધાં રે લોલ.—સૂકું૦

ગુણની ઉપર કીધા અવગુણ ઉજળિયાત,
જૂનાં એ પાપ આજ ધોવાં રે લોલ.—સૂકું૦

## ભવનો માછી

તારી મીરાં ને તાર્યો નરસિયો તેં રાંક જો ને,
  તેમાં જોરાવર શાનો તું હરિ ?
હળવા તાર્યા તેં માછી વાનરા કૈં રામજી,
  તારી શવરી તે ફૂલ જેવડી.
ભવનાં પાણી તો ઉંડાં વાંસ વાંસ જેટલાં
  તેમાં લાગે શું ભાર તુજને ? —તારી મીરાં૦

હાથી તારીને મનથી શીદ તું ફુલાય છે,
  તારી શકે ના જો તું મુજને ?
પાંદડાં ને ફૂલ તો તરતાં આપમેળે સાગરે
  તેને તાર્યામાં હરજી શું થયું ? —તારી મીરાં૦

તારી ઉતારે પ્રભુ! પાર જો તું મુજને
  પથ્થર તાર્યાનું માનું પારખું.
હીરા માણેક કેરા પોટલા આ મુજના
  સુત ને દારા સૌ સાથે આવશે. —તારી મીરાં૦

× × ×

એટલું ઉચકીને મુજને પાર તું ઉતારશે ?
  દેખતામાં ભારી કે શું ભાગશે ?
એવી કમળની સુણી વિનતિ ને નાથજી
  બોલ્યા હસી, ના એ હુંથી થશે. —તારી મીરાં૦
ભવનો ભાડૂતી માછી માનજે ના મુજને,
  ભાડે જોડી ના મેં તો નાવડી,

ખાંધે બેસાડી હું વા લોકને ઉતારતો
  કે તું ચલાવે જીભ આવડી ? —તારી મીરાં૦

મીરાં તરી ને નરસી રાંકડો કે ફાંકડો
  સહુયે તર્યાં છે નિજ બાંવડે;
હળવા થાયે તે તરે ભવ કેરાં નીરને
  પથ્થરને તરતાં ક્યાંથી આવડે ? —તારી મીરાં૦

મ્હારા તર્યા ના મારા હાથથી તે કારણે
  મેં યે સાધેલા હળવા વાનરા,
તરવું કમળ, તારે હોય તો તું શીખજે
  હળવા થાવાની એક એ કળા. —તારી મીરાં૦

## ન સમજે

· શિખરિણી ·

ફરી લાખો પુષ્પે, મધુકણ તણો સંગ્રહ કરે,
પીએ ના ટિપુ યે 'ભરૂ મધપુડો' માંખ ઉચરે,
ભરાતાંમાં તો એ મધ સકળ લૂંટાય જનથી,
નિહાળે આ ત્હોયે, કૃપણ ક્યમ સમજે ન મનથી ?

## ભવનો માછી

તારી મીરાં ને તાર્યો નરસિયો તેં રાંક જો ને,
  તેમાં જોરાવર શાનો તું હરિ ?
હળવા તાર્યાં તેં માછી વાનરા કૈં રામજી,
  તારી શબરી તે ફૂલ જેવડી.
ભવનાં પાણી તો ઉંડાં વાંસ વાંસ જેટલાં
  તેમાં લાગે શું ભાર તુજને ? —તારી મીરાં૦
હાથી તારીને મનથી શીદ તું ફુલાય છે,
  તારી શકે ના જો તું મુજને ?
પાંદડાં ને ફૂલ તો તરતાં આપમેળે સાગરે
  તેને તાર્યામાં હરજી શું થયું ? —તારી મીરાં૦
તારી ઉતારે પ્રભુ ! પાર જો તું મુજને
  પથ્થર તાર્યાનું માનું પારખું.
હીરા માણેક કેરા પોટલા આ મુજના
  સુત ને દારા સૌ સાથે આવશે. —તારી મીરાં૦

× × ×

એટલું ઉચકીને મુજને પાર તું ઉતારશે ?
  દેખતામાં ભારી કે શું ભાગશે ?
એવી કમળની સુણી વિનતિ ને નાથજી
  બોલ્યા હસી, ના એ હુંથી થશે. —તારી મીરાં૦
ભવનો ભાડૂતી માછી માનજે ના મુજને,
  ભાડે જોડી ના મેં તો નાવડી,

ખાંધે બેસાડી હું વા લોકને ઉતારતો
કે તું ચલાવે જીભ આવડી ? —તારી મીરાં૦

મીરાં તરી ને નરસી રાંકડો કે ફાંકડો
સહુયે તર્યાં છે નિજ બાંવડે;
હળવા થાયે તે તરે ભવ કેરાં નીરને
પથ્થરને તરતાં ક્યાંથી આવડે ? —તારી મીરાં૦

વ્હાણા તર્યાં ના મારા હાથથી તે કારણે
મેં યે સાધેલા હળવા વાનરા,
તરવું કમળ, તારે હોય તો તું શીખજે
હળવા થાવાની એક એ કળા. —તારી મીરાં૦

## ન સમજે

· શિખરિણી ·

ફરી લાખો પુષ્પે, મધુકણ તણો સંગ્રહ કરે,
પીએ ના ટિંપુ યે 'ભરૂ મધપુડો' માંખ ઉચરે,
ભરાતાંમાં તો એ મધ સકળ લૂંટાય જનથી,
નિહાળે આ ત્હોયે, કૃપણ કયમ સમજે ન મનથી ?

# પ્રિય ધરા

(શિખરિણી)

અલંકારો વસ્ત્રો નવલ ધરી અંગે પિયુ તણા
ઘરે જાતાં પ્યારા, નયનજળ આંખે ઊભરાતાં;
રડે, પારેવા–શું હૃદય ફફડે ને ડસડસે
કિશોરી કન્યા કો, સ્વજન ઘર વાડી વતનના
વિજોગે, એ જાણે પિયુભવન મ્હોલાત ગરવાં
અને વ્હાલો સ્વામી પ્રણય પ્રતિમા શો તહિં વસે
છતાં એ જ્યાં જન્મી, ગરીબ ઘર હો ઝૂપડું ભલે
ભૂલે કેવી રીતે? ઉદધિ ઉરનો ચંચળ બને!

હું યે પૃથ્વી છોડી પિયુ નગરનો પંથ પળતાં
ભૂલું કેવી રીતે ચિરપરિચિતા માતૃ–ધરણી?
મને વૈકુંઠે વા અમરપુર જાવું પ્રિય, છતાં
ધરા આંસુસિક્તા તમ દુઃખભરી ઓછી ન પ્રિયા.

વસું સ્વર્ગે હું તો પણ અવનિ આકર્ષણ ઉરે,
સૂતાં સ્વામી અંકે, ઉડુ સમ દૃગો ભૂપર ઠરે.

## સજા

: અનુષ્ટુપ :

વૈતરણી તણે તીરે, ઇજારો સ્વર્ગલોકનો
આપેલો હોડીવાળાને, ઉતારે પ્રેત ટૅક્સ લૈ.
મૃત્યુનો માર્ગ પ્રેતોથી ઉભરાતો અહર્નિશ;
સમાલી ટૅક્સ લૈ પ્હેલાં, બેસાડે હોડીમાં પછી
ઇજારાદાર પ્રેતોને કે ખુદાબક્ષ કોઇ ના
ઘૂસી જાયે દિધા વિના દામ હોડી-ઉતારના.
આવ્યો કંજૂસ કાકો કો એકદા મૃત્યુમાર્ગથી,
માગ્યા જ્યાં દામ હોડીના મોં બગાડી ઊભો રહ્યો.
જોઈ ચોપાસ ને એણે ઝંપલાવ્યું નિમિષમાં
નદી વિષે, તરી પહોંચ્યો બીજે કાંઠે ત્વરા થકી.
હોંકારા, ચીંચીઆરી સૌ લેશ કાને ધરી ન કૈં,
બે જૈ એણે બચાવ્યા એ માત્ર આનંદની બીના.
સ્વર્ગ ને નર્કના દેવો આવ્યા વૈતરણી તીરે
ઇજારો તોડનારા એ પ્રેતનો ન્યાય તોળવા.
ગર્જતા અફ્સરો બોલે: 'કોણ એ દુષ્ટ! નર્કમાં
નાંખીએ હાલ ને હાલ, અગ્નિમાં ભૂંજીએ સદા.'
'ટીંગાવી માથડે ઉંધે ગેબી માર મરાવીએ'
'એવો એ કોણ સ્પર્ધા શી ? સ્વર્ગ મ્હેસુલ તોડતો !'
સૂચવે એમ શિક્ષા સૌ ભિન્ન કંજૂસ કાજ એ.
બોલે ત્યાં ધર્મરાજા જે તોળતા ન્યાય ત્રાજવે
સ્વર્ગ ને નર્ક બેઉનો—છેલ્લી છે કોર્ટ જેમની;

'કાયદાભંગ કંજૂસે કીધો ઘોર ભયાનક,
'અતિ ઘોર ઘટે માટે સજા દ્રષ્ટાન્તરૂપ કો.
'મોકલો મૃત્યુલોકે જ્યાં પુત્રો પૈસા ઉડાડતા
'સંચેલા કંજૂસે જે   કરી, તે રોજ દેખવા.'

## પરોઢનો તારો

(પૃથ્વી)

ગયો રજનિનાથ, છે તિમિર ઘોર પૃથ્વી પરે,
ઉગ્યો દિનકરે નથી, ક્ષિતિજમાં પૂર્યા સાથિયા
નથી નવલ રંગના હજી ઉષાકરે કોમળા.
થઈ મલિન જ્યોત દીપક તણી, નિશા નિતરી.

ન ચંદ્ર, રવિ, ના ઉષા, તિમિર કોણ ટાળે હવે?
પ્રભાત ઉગતાં ઉગે અવલ ઘોર થૈને નિશા.
અરાજક પ્રળે ત્યહીં નવલ શુક્ર શો તારલો
ઉગે ગગનમાં, દશે દિશ પ્રકાશ રેલી રહે.

અજાણ ઉડુ! ધન્ય હે! પ્રગટિ તું અણીની પળે
હરે તિમિર લોકનું, પલકતો પ્રભા વેરતો.
ઘડીક પછી અર્કનો ઉદય ભવ્ય થાતાં ઉડુ!
ઘટે તુજ પ્રભા, વિલીન બનતો દિશાગહ્વરે.
ભલે જગત વીસરે ઉડુ! તને પ્રભાતે છતાં
પ્રભા ક્ષણિક તુજ આ મુજ ઉરે વસી શાશ્વતી.

## કવિ ન્હાનાલાલને અંજલિ

(શાર્દૂલ વિ૦)

ગાનારા ગૃહભાવ આર્યકુલના, તેં લગ્ન લોકોત્તરે
સિંચી છે કવિતા વિષે જિવનની ઉચ્ચોચ્ચ કૈં એષણા.
જીવ્યા જીવન ટેકવીર બનીને, બંકા! નમ્યા ના કદી.
નોંધાવી કવિના કુલે જગતના સેવા તણી રે સદી.

(અનુષ્ટુપ)

બ્રહ્મનાદ શમ્યો અંતે મહાનાદ વિષે કવિ!
ડૂબ્યા આપ, ડૂબીશું સૌ, ભૂલાશે ના છતાં છબી.

## સ્મૃતિ

(પૃથ્વી)

હસો શીદ મને ભલા કહિ 'કવો'? હું છું અલ્પ તે
લહું, વળી ગીતે બધાં ગતહિણાં લહું સુજ. શું
કરું? સ્મરણ–ગહ્વરે અતલ રત્ન કો ગૂમ છે
થયું, નવ જડે છતાં વિસરું ના સ્મૃતિ–ગંધ એ.

ચિરન્તન યુગો તણાં સ્મરણ ખૂબ ઉખેળતો,
નથી કવિ થવું, અનંત સ્મૃતિ–સાગરે ડૂબવું.
ડૂબાય નવ ત્યાં લગી સ્મરણ ગૂંજનો ગૂંજતો
અદીઠ શમણાં તણા મલકમાં ફરું ઘૂમતો.

ઉલેચી ઉલેચી નિશદિન કરોડો રહી ગઈ
કરોડે આ મારી પણ ન મુજ આયુષ્ય-'દધિ તો
તસૂ ઓછો થાતો; નવ દુઃખ દવે યે ધગધગી
વરાળોના રૂપે પણ ઊડી ઊણો એ લવ થતો.

રે હાય! કો પવન, પાવક, પાણી, વજ્ર
તોડી શકે ન મમ જીરણ દેહ-વસ્ત્ર;
નિષ્ક્રિય હું, જીવન છે મુજ ખાલી ખોખું,
થૈ ત્રાજવું અતળ કાળ હું વ્યર્થ જોખું.

છે મૃત્યુ કાટહરણી ભવની સરાણ,
ને એષણા મરણમાં જ વિકાસ કેરી;
સેવા, સ્વભોગ સમ ઉન્નત સિદ્ધિઓમાં
સોળું સદાય અમરત્વ પડે અરે રે!

વદે અશ્વત્થામા દ્રવિઃ-જિવું હું ના, મર્ત્ય જીવતા,
મરેલો હું, મારાં દુઃખ દવ થયાં માત્ર અમર.

## કવિ ન્હાનાલાલને અંજલિ

(શાર્દૂલ વિ૦)

ગાનારા ગૃહભાવ આર્યકુલના, તેં લગ્ન લોકોત્તરે
સિંચી છે કવિતા વિષે જિવનની ઉચ્ચોચ્ચ કૈં એષણા.
જીવ્યા જીવન ટેકવીર બનીને, બંકા ! નમ્યા ના કદી.
નોંધાવી કવિના કુલે જગતના સેવા તણી રે સદી.

(અનુષ્ટુપ)

બ્રહ્મનાદ શમ્યો અંતે મહાનાદ વિષે કવિ !
ડૂબ્યા આપ, ડૂબીશું સૌ, ભૂલાશે ના છતાં છબી.

## સ્મૃતિ

(પૃથ્વી)

હસો શીદ મને ભલા કહિ 'કવો'? હું છું અલ્પ તે
લહું, વળી ગીતે બધાં ગતહિણાં લહું સુજ. શું
કરું ? સ્મરણ–ગવ્હરે અતલ રત્ન કો ગૂમ છે
થયું, નવ જડે છતાં વિસરું ના સ્મૃતિ–ગંધ એ.

ચિરન્તન યુગો તણાં સ્મરણ ખૂબ ઉખેળતો,
નથી કવિ થવું, અનંત સ્મૃતિ–સાગરે ડૂબવું.
ડૂબાય નવ ત્યાં લગી સ્મરણ ગૂંજનો ગૂંજતો
અદીઠ શમણાં તણા મલકમાં ફરું ઘૂમતો.

## ભારતનો સંદેશો

ધર્મક્ષેત્રે કુરૂક્ષેત્રે ધર્માધર્મ લડ્યા, કહે
કથા ને વર્ણવે ઘોર યુદ્ધ, એ કુરુપાંડુનું.
પાંડવોને લલાટે તો લેબલો ધર્મનાં લખ્યાં,
કૌરવો ધર્મસંહર્ત્તા સદાના લોક માનતા.
ગતાનુગતિકા લોકા, બાબાવાક્યં પ્રમાણતા,
બુદ્ધિ કેરી કસોટીથી કસે ના ભારતી કથા. ૬

બુરાઇ તો કૌરવની જગે સૌ
જાણે, વિચારી પણ પાંડવોની
કોયે કદા એ કુટિલા કળા જે
અસત્યને સત્ય સ્વરૂપ આપે,
ખોટો લગાવી ઋતનો ગીલેટ
અનૃતને ધર્મ્ય કહી ભજે તે
ને વિશ્વ સાથે નિજને ઠગે તે?
એ ધર્મનાં લેબલને ઉઠાવી
ક્યાં ધર્મ જોવા કદી કો મથે છે? ૧૫
માંડો કસોટી ગ્રહી પાંડવોને,
સોનું હશે સો ટચનું યદા તો
પ્રકાશશે લેબલ વાંચશો ના.

રાજા ધર્મ ગણાય લેબલરૂપે કુન્તીકુળે ધર્મના,
વક્તા સત્ય તણા, સુધે સ્થિર વળી પૂજાઇ નૃપોતણા;

આવી જ્યાં કપરી ઘડી, કિધ ગુરૂનો દ્રોહ ધર્મે તદા,
'અશ્વત્થામન્ મૃત્યુલોક વિચર્યો,' જુઠું જીભે ઓચર્યાં.

જાણીને સ્વાર્થને કાજે, સત્યનો ઘોર દ્રોહ એ,
આસાનીથી કીધો એણે, ધર્મમૂર્તિ છતાં કહો ?
પૃથ્વીને પાટલે તે દિ' તરફડીને મરી ગયું
હાય રે સત્ય, ત્હોયે એ સત્યવાદી યુધિષ્ઠિર! ૨૬

ને મૃત્યુજેતા ભડવીર ભીષ્મે,
તૃણાંકુરો ખેડુત કોઇ કાપે;
તે રીત જ્યાં પાંડવસૈન્ય કાપ્યું,
સંહાર રૂપે બની, બાણ-વૃષ્ટિ,
કરી કીધી ચારણી પાર્થકાયા,
ત્યારે ધ્રુજ્યા જાદવ વીર-રાયા. ૩૨
નિઃશસ્ત્ર ભાવે રથ ખેડવાનું
ભૂલી ગયા એ પણ, ચક્ર ધારી
ધાયા રણે, ત્યાં ભડવીર ભીષ્મે
હસી, 'જીત્યો હું' કહી ચાપ છોડ્યું.
એ ભીષ્મ-હાસ્યે વસી ક્ષાત્રવીર
ઝાંખો કરે પાંડવ-સારથી ના ?
હે કૃષ્ણ! તારૂં પણ જો ગયું તો
કહે પછી સ્થાન જ ધર્મનું ક્યાં ? ૪૦

ને માત ત્હોયે ચળી કુન્તી એણે
રે પાર્થ કર્ણે બહુ ભેદ કીધો.
દિવ્યાસ્ત્ર માંગી લીધ કર્ણ પાસે
કે પાર્થ એને કર ના હણાયે!

રે પાર્થ હાથે રવિપુત્ર મૃત્યુ
તણી ગમી માત જ કલ્પના શેં?
પુત્રપુત્ર તણી વચ્ચે ભેદ, એ માતૃધર્મનો
કારમો દ્રોહ, કુન્તીએ કીધો ધર્મધ્વજા તળે.

વીરો તણો મુકુટ ને ભડવીર યોદ્ધો
છે ભારતે વિરલ ગાંડિવધારી પાર્થ;
ગીતા-રસામૃત પીધું, બલવીર કૃષ્ણ
છે સારથી, પણ ન કાયરતા છુપાયે! ૫૨

લાગ્યું લેબલ વીરનું પણ જરા ના વીરતા પાર્થમાં,
જોદ્ધો એક જીત્યો નહિં કરબળે એ અર્જુને ભારતે;
વીંધ્યા ભીષ્મ શિખંડીએ, ગુરૂ કને શસ્ત્રો તજાવ્યાં છળે,
માર્યો કર્ણ પ્રચંડ વીર્યપ્રતિમા એ તો કલંકી કથા. ૫૬

અમોઘ વિદ્યા, બળ શસ્ત્રવાળો,
એ કર્ણ વીરત્વની મૂર્તિ જાણે!
યાચી દયા ના; દીધ દાનવીરે
અસ્ત્રાસ્ત્રને કુંડળ ઇંદ્રહાથે.
રે ધન્ય! એ વીર્ય સુરેન્દ્ર યાચે,
છેલ્લી પળે યે નવ ટેક ચૂકે!

અર્પી બધું જીવન એ જીતી ગયો,
વીરત્વનો ધર્મ બતાવતો ગયો. ૬૪
રે હાય! એની જગ જોડલી ક્યાં?
ક્યાં પાર્થ ને ક્યાં નરવીર કર્ણ?

કયાં કર્ણ ધર્માર્થ ત્રિલોકત્યાગી?
કયાં પાર્થ તો કાયર દેહરાગી?
એકની દ્રષ્ટિની સામે, વીરનો વીરધર્મ છે,
બીજાને સસ્તી કીર્તિ ને, રાજ્યનો ઉર લોભ છે.

રે એ દિને કુરુધરા બદલાઈ જાતે
જો ક્ષાત્રધર્મ–નરધર્મ રક્ષાર્થ પાર્થે
છોડી ભીરૂપણ, લીધું હત શીર્ષ સોંઘું
તો કર્ણ-વીરપણું કૈં થયું હોત મોંઘું.

ઉપાડવા જ્યાં રથચક્ર ખૂંપ્યું
કર્ણે તજ્યાં શસ્ત્ર, સડાક પાર્થે
શસ્ત્રો ચલાવી શિર છેદ્યું કર્ણનું.
રે વ્યંઢળે વ્યંઢળકાર્ય કીધું,
વીરત્વ કે ધર્મ ત્યહીં કહો શાં?
મૃત્યુભૂખી ભૂમીમાં એ, તે દિ' પાર્થકરે અહો!
હણાયો કર્ણ રાજા ના, હણાયો વીરધર્મ ત્યાં.

છે એટલું કયાં બસ પાંડવોનું?
વગોણું ગાવું ન ગમે છતાં યે
સંધ્યાનભે તારક જેમ ફૂટે,
હૈયાપટે તેમ પ્રસંગ ઉઠે.
રાજા સુયોધન ગદાપટુ વીર સાથે
વૈરાંધ ભીમનૃપનું થયું દ્વન્દ્વ યુદ્ધ,
છોડી વીરોચિત રૂઢી નૃપજાંગ ભાંગી
ભીમે અધર્મ કીધ, એ પણ માફ શું કે?

ને કૃષ્ણા, નૃપશોણિતે કુરુધરામાં સ્નાન જે વાંચ્છતી,
સમ્રાજ્ઞી નૃપનાર ત્હોય વિસરી સાચો ક્ષમાધર્મ તે,
માગે દ્રોણ ગુરુતણા સુતતણું માથું બની કાળકા,
એને હાથ પડી જીવે કયમ કહો રે ધર્મ આ ભારતે? ૯૩

પાંડવોની ધજા નીચે, સત્ય, વીરત્વ માત્ર ના,
સ્ત્રીત્વ, માતૃત્વ, ક્ષાત્રત્વે, ભંડારાઈ ગયાં ભૂમાં.
ધર્મ કેરી ધજા નીચે, અધર્મ હાય ઊછર્યો;
તેજહીન બન્યો રાષ્ટ્ર, ઓછાયે સત્ય-ધર્મને.
તો શું ભારત કાવ્યનો અફળ છે સંદેશ જે "ધર્મને
સંરક્ષો" કથવા મથે? નહિં નહિં એવું જરીકે નથી;
ધર્માધર્મ તણી તમે નવ કદા દોરી શકો લીટીઓ,
ધર્માધર્મ તણા નહિં કદિ તમે વ્યૂહો શકો ગોઠવી. ૧૦૧

અધર્મને સંહરવો ન સ્હેલો
પગેરું એનું પકડાય ઝટ્ટ ના.
અધર્મ જીવે ધરિ ધર્મરૂપ
ને સત્યરૂપે જીવતું અસત્ય.

જાસૂસ રૂપે દઈને ફરેબ
ઘૂસી જતો પાંડવછાવણી જે
ઘૂસી જશે મંદિર ચેતજો હો
અધર્મ એ, ભારતની કથા કહે. ૧૦૯

## વિક્રમ સંવત ૨૦૦૦

વીત્યાં વર્ષ હજાર બે શકવિજેતા ભૂપના સંવતે,
કિધાં કાર્ય અનેક અદ્ભુત જને સંસ્કાર વિદ્યા વિષે;
માપ્યા સાગર સાતને વળી ધરા, આભો ભર્યા ઊંડળે,
નક્ષત્રો ગ્રહને કીધાં ધરતીની પાડોશી પોળો સમાં.

થાયે દૃષ્ટિ વિશાળ માનવ તણી, બ્રહ્માંડના ભેદને,
ઉકેલી અવલોકવા મથી રહ્યો વિજ્ઞાન-સંશોધને;
મોટો આમ-વિરાટ-માનવ બન્યો. આનંદની એ બીના,
તોબા, કિંતુ વિરાટ માનવ તણો રે સ્વાર્થ સાથે બન્યો.

રેલાવી નવરક્તની સરિત એ સ્વાર્થે યુગે યુગમાં,
ભાંડુને કર ભાંડુની કતલ થૈ, દારા, ધરા લક્ષ્મીના
કંકાસે કટુતા વધી, અમીરસે છાંટા ઉડ્યા વિખના,
કૈં પેગમ્બર સંતને શૂળી પરે સ્વાર્થે ચઢાવ્યા જને.

નિર્દોષની કતલ ને વળી ધ્વંસલીલા
જોઇ જગે જિસસ, બુદ્ધ ય ગાંધી રોયા.
સ્વાર્થાંધતા જગતની કરી દૂર, શાંતિ
સંસ્થાપવા અમર યૌવન કૈંક ખોયાં.

આવી છે કથની સહસ્ર દ્વય આ વીતેલ વર્ષો તણી,
તેથી આ શતકે નવા વિમળ કૈં સંસ્કાર વાંચ્છુ વિભો!
સોનેરી શમણાં મનુકુળ તણા ઉદ્ધારનાં સિદ્ધ હો!
બાળી સ્વાર્થ, પશુત્વ માનવ તણાં છાંટો અમીછાંટણાં!

## વિભુ

પ્રભાવશાળી રવિ જોઈ વિભુ
એમાં વસે માનવ એમ માને,
પ્રચંડ જ્વાળે વળી વન્હિ જોતાં
જ્વાળે જગન્નાથ વસે વિચારે.

તોફાન ને ગર્જન મેઘ કેરાં
ઝંઝાપ્રપાતો, પૃથિવી—પ્રકંપો.
વિષે વસે રૂદ્રસ્વરૂપ સ્રષ્ટાઃ
છે કલ્પના એ શિશુ માનવીની.

વિભૂતિમાં વિશ્વની શાન્ત, દિવ્ય
કો સપ્તરંગી ધનુ શી રૂપાળી,
નિરભ્ર નીલા નભતુલ્ય ઉરે
વા વિશ્વસ્વામી નવ કેમ શોધો ?

અગ્નિમાં, ગર્જને ઘનનાં, પૃથ્વીકંપ વિષે વિભુ
નથી, પ્રેમ રૂપે બેઠો હૃદિપદ્મે પ્રભુ સદા.

# નારીસપ્તક

(અનુષ્ટુપ)

ઉજ્જવળા બીજ રેખાશી, વીજ શાં સ્મિત વેરતી;
સ્વચ્છ છે વાણી ને વેશ, નમું ગુર્જરસુંદરી!
સ્વામીની સંગ ઘૂમીને, ધરા ચોખંડની વિષે
ગુર્જરોના ગુણોની તું, ગજાવે ગર્વઘોષણા.
સંસારશોભના જાણે, રૂપની વેલ પાંગરી,
ગુર્જરોના ગૃહે બાંધે, તોરણો તેજપૂતળી. ૧

વીરમાતા તને જોતાં, યાદ આવે વીરાંગના;
જળીને જૌહરે જેણે સાચવ્યાં શીલ એકદા.
પ્રચંડ દેહયષ્ટિ ને, અંગે શક્તિ સ્ફુરી રહી;
ધીંગા ધીંગાણિયા વીરો જેને ખોળે રમી રહ્યા.
મારવાડતણી માતા! આધુનિકા ભલે ન તું,
નમું છું પાદપદ્મે હું, માની જગદંબા તને. ૨

ઘડેલી પુષ્પથી કાયા, વિભુએ જેની કુર્સદે,
કિન્નરીકંઠની જેને દીધી બક્ષીસ ઉપરે.
અરે શું હિમની મૂર્તિ, રંગે ઇન્દ્રધનુ તણા,
રંગીને રંગીલા સ્રષ્ટા, હિમ વિષે થીજી ગયા!
કાશ્મિરી સુંદરી! તારા દર્શને સ્મરણે ચડે
દેવ દેવાંગના, જેની તું છે સાચી પ્રતિનિધિ.

ચતુરા, ચપલા બાળા તમે હો બંગસુંદરી!
સ્વાતંત્ર્યે વેશભૂષામાં, અગ્રે છો નારીસંઘમાં.

ભારતી માતને સંગે, રમે ગુર્જરસુંદરી;
ને ડાબે કર ખેલે છે, ઘઉંવર્ણી બંગાલણી.
વિશ્વને બારણે આજે, સહુ જાણે બંગાળને;
ધન્ય એ યશનાં ભાગી, બાલે, બંગાળનાં નમું. ૪

નહિ નીચાં, નહિ ઊંચાં, મધ્યમા સુંદરી તમે,
મધ્યદેશ તણાં વાસી, ભર્યાં સૌંદર્ય સૌષ્ઠવે;
દેહેથી સુંદરી છોળો, ઊઠે સૌંદર્યની સદા,
રંગબેરંગી રંગોનાં, ઓઢણે માલવા દીસે
જાણે વાસંતી ફુલેથી ફોરેલો બાગ ભારતે,
વિલાસી માલવી બાળા! નમું સાનંદ પાદમાં. ૫

તેજી ઘોડા સમા જેના, અંબોડે ફૂલવેણીઓ
સોહે ને સાળુનો છેડો, ખભે જેને સરી ગયો.
નારી મહારાષ્ટ્ર કેરી તું સ્વતંત્ર વેશભૂષણે,
જીજાબાઈ તણી કૂખે, ઉજળાં મુખ સર્વનાં.
સુઘડતા વસ્ત્રાદિકે, ગુર્જરી શી ઘરરખુ;
નમું મહારાષ્ટ્રની નારી! માતા રાષ્ટ્રવીરો તણી. ૬

સંસ્કૃતિ દ્રાવિડો કેરી સાચવી તામીલે હજી,
નમું એ નારીઓને જ્યાં, જૂના ઇતિહાસ સાંભરે.
શ્યામ કાયા છતાં ચક્ષુ અને દંતે મનોહરા;
હસે જ્યાં રમણી તું ત્યાં ફૂલ જાણે ખરી પડે.
મદ્રાસે, તામીલે જેણે માતાને એ નથી દીઠી;
દેશમાતાતણું ચિત્ર, અધુરૂં એહ દોરશે. ૭

# ધરતીનું રૂદન...

ધનધાન્ય ભરી ધરણી લૂંટાતી, લૂંટે લોક લૂંટારા,
અજબગજબ એ કો ન નિહાળે, મસ્ત થઈ ફરનારા;
માત સમી ધરણીની સેવા, મજુર, કૃષિક બે કરતા,
તન તોડી પ્રસ્વેદ તણાં, ટીંપાંનો અર્ઘ્ય ધરંતા.

એ સેવા સંતાંન તણી, નીરખીને પુલકિત થાતી,
ધરણી દે ધનધાન્ય તણા, અંબાર મુખે મલકાતી;
કિન્તુ કિસાન મજુર તણા ના કરમાં કંઈયે રહેતું,
ધરણીની વરદાન-પ્રસાદી, કોઈક લૂંટી લેતું.

ધરણી, ધૂળ પાણીથી જેઓ, છીં, છીં કરતા નાસે,
તેવા કોઈ કપૂતકરે ધનધાન્ય પડે; ભૂખ ત્રાસે
લાડકડા ધરણીના ફૂટે, કપાળ બેઉ કરથી,
આપે માત છતાં એ ભૂખ્યા, લૂંટારાના ડરથી.

"હાય!" વદે ધરણી વલવલતાં વ્હાલાં બાળક જોતી,
"ધિક, લૂંટારા મૂડીવાદ!" કહી કરૂણ રવે મા રોતી;
"રસકસ આજ છુપાવે ધરણી," એવું કોઈક બોલે,
તો શું રોજ લૂંટારા કાજે, પ્રસન્ન હૈડું ખોલે?

૧૬૫૯૮

# મૂઢેશ્વર

(અનુષ્ટુપ)

એકદા વિશ્વના રાષ્ટ્રો બેઠેલા હરિફાઇમાં,
જોવા સૌથી વધુ મૂઢ સમાજ કો? મૂઢેશ્વર
થવા આતુર રાષ્ટ્રોએ, વિવિધ ધરીં વસ્તુઓ,
ઇશુ કેરો વધસ્તંભ, શિશુઓ વ્યભિચારજ.
ખરીદેલા ગુલામોને કોઈ રાષ્ટ્રે વળી ધર્યાં;
તપાસે પંડિતો એ સૌ, આવ્યો ત્યાં રાષ્ટ્ર ભારત.

આવ્યો ને સાથમાં લાવ્યો, નમૂના બે જ વિરલા;
ધરી અસ્પૃશ્યતા પ્હેલાં, પંડિતો ચમકી ઊઠ્યા;
"વાહ, આવું નથી વિશ્વે સમાજે કો પરાક્રમ!"
બોલે એવું, ધરી ત્યાં તો વિધવા હિંદવાસીએ.

જોઇ કારુણ્યમૂર્તિ એ, ઘડેલી હિંદુ લોકની;
કોઈ માની શકે ના કે, હશે એ મૂળ માનવી.
વધાવ્યો તાળીએ સૌએ, જીતેલા હિંદ દેશને;
વદી, "વિશ્વ સમાજોમાં ધન્ય તું છે મૂઢેશ્વર!"

# ભવાની

ભારત કેરી હું તો ભવાની ખપ્પર લઇ જુગ ભમતી રે,
ખપ્પર ખાલી મુજ પડે ત્યાં ધરણી આ ધમધમતી ભારતવાસી રે.
ભારત કેરી૦

પૂર્વે મેં પાંચાળી થઈને ખપ્પર ખૂબ ભરેલું રે,
રક્ત રૂધિરથી સ્નાન કરેલાં કૌરવકુળ વિદારી ભારતવાસી રે.
ભારત કેરી૦

ખંડખંડ ખપ્પર લઈ ફરતી ત્રિશૂળ સદાશિવ કેરૂં રે,
બલિદાનો બત્રીસાનાં લઈ ખપ્પર ભરછક ભરતી ભારતવાસી રે!
ભારત કેરી૦

કૃષ્ણ અને કદી જંઘીસ જેવા મુજ થતા સેનાનીરે,
યૌવન કેરા નવા રૂધિરે દે ખપ્પર છલકાવી ભારતવાસી રે.
ભારત કેરી૦

સૈકાથી છે ખપ્પર ખાલી, ભોગ ભવાની માગે રે,
ભારતના બત્રીસાકેરાં જતન હવે નહિ ચાલે ભારતવાસી રે!
ભારત કેરી૦

પાંચાળી પાંડવની લ્હોયે પાંડવસેન વિદારું રે,
ભારતના ખપ્પરમાં ભરિયા અભિમન્યુ સમ શૂરા ભારતવાસી રે.
ભારત કેરી૦

છત્રીસાનાં શિર વિના ના ભૂમિભાર કદી ઊતરે રે,
માટે માથાં મૂકી ખપ્પર ખાલી દો છલકાવી ભારતવાસી રે.
ભારત કેરી૦

## દીપક

આભે ઉગતા ચંદ્રસૂરજ પણ થાકી લે વિશ્રાંતિ,
કાજળકાળી રાત પડી હે, પ્રલય તણી ભ્રાન્તિ.
એવા તિમિર તણે હૈયે, જડેલો હીરલો શું ઝલકે!
તિમિરના પડદાઓ તોડી, દીપક તુજ જ્યોતલડી પલકે.
આઘા ઊગે ચંદ્ર સૂરજ ને હાથે ના અડકાયે,
ક્યાં ઊગે આથમતા એ પણ સે'જ નહિ સમજાયે,
હૈયાની બે વાતો પણ એ સાંભળવા ન લગીરે,
ઊભા નિજ નભપથમાં રહેતા કે નવ ચાલે ધીરે.
તને તો હાથમહીં રાખું, જરી પણ આઘો ના ઠેલું;
મધુર કંઈ આત્મનિવેદનની, વાતો તુજ આગળ રેલું.
લાખ લાખ પ્રેમીનાં નખરાં તેં દીપ નજરે દીઠાં,
કોટી કારસ્થાન રચાતાં તેજ દીધાં તેં મીઠાં.
નૃતઅનૃત કંઈ કંઈ જગનું તું જાણે દીપક જેવું,
આથમતા ચાંદો ને સૂરજ જાણે ના જરી તેવું.
જળાવી જોબનમાં તારું સુકોમળ દેહ તણું ફૂલડું,
હસે છે તેજતણાં હાસ્યે, કરંતાં જીવનને ડૂલ તું.
આર્યજનોના પ્યારા દીપક, જુગભર પૂજા કરતાં,
તુજ સ્વાર્પણની જ્યોતિ જુગભર મારે હૈયે ધરતાં;
તૃપ્તિ ના તલભાર થતી ને, ઓછું ઓછું કંઇ લાગે,
બની દીપક આ દેહ બાળવા આંતર-સ્પૃહા જાગે.
બને મુજ દેહ દીપકજ્યોતિ, અમાસે અજવાળાં વેરું,
જગતની અંધારી રાતો, તણી મુજ ભસ્મ બને ભેરુ.

## ફરતો ફરતો ફાગણ આવે

ફરતો ફરતો ફાગણ આવે હુતાશણી સળગાવે રે,
માનવતાની કુંજે ભડકા ભડભડતા ફેલાવે રે;
ફરતો ફરતો ફાગણ આવી૦

માનવતામાં મેલ ભરાણા, કુટિલ કીચડ જામ્યા રે,
ભૂંડી રે ભૂખ ને સ્વારથના ચોપાસે દવ લાગ્યા રે;
ફરતો ફરતો ફાગણ આવી૦

બળિયાના એ ભાગ તણી છે પશુપુરાણી નીતિ રે,
પાશવતા એ પ્રજાળવાને માગે ભોગ ભવાની રે;
ફરતો ફરતો ફાગણ આવી૦

ન્યાય, નીતિ, અહિંસાને આજે ફારગતી જગ આપે રે,
ઈસા, મુસા ને બુદ્ધ તણા સૌ સંદેશાઓ ત્યાગે રે;
ફરતો ફરતો ફાગણ આવી૦

જુગજુગની જોગણીઓ જાગી જળ થળ આભે ગાજે રે,
'ખાઉં ખાઉં' કહી હસી કહે છે: 'પૃથ્વી કરવી પ્રાજે રે';
ફરતો ફરતો ફાગણ આવી૦

આવ ભવાની, આવ જોગણી, અગ્નિવર્ષણ આવો રે,
માનવતાના મેલ પ્રજાળી નવસર્જન સરજાવો રે;
ફરતો ફરતો ફાગણ આવી૦

# પદ્મનો સંદેશ

· પૃથ્વી ·

કહે કમળ સાંભળો કથની, મુજ હૈયે હતી
શશીસમ રૂપે થવા સબળ વાંચ્છના જુગથી.
પડ્યું વિધિબળે છતાં મલિન પંકમાં હાય હું.
રસાળ મિત પાણીડાં ભરી જમીન ઉદ્યાનની
અને કરકલા મીઠી કુશળ કોક માળી તણી
મળે, મન હતી સ્પૃહા: અફળ એ થઈ સર્વથા.

ખસી પણ ન ઉરથી પ્રબળ વાંચ્છના રૂપની,
વધી અદકી જોશથી શયન પંક મધ્યે થતાં.
વસી અતળ વારિનાં તળ વિષે ધર્યું ધ્યાન મેં
મહા જીવન ધ્યેયનું અજબ હામ હૈયે ધરી.

થઇ સફળ સાધના; મલિન પંક કીધો શુચિ
સ્વયત્નથી, ધરી પ્રભા ખીલું જલે મહા'શ્ચર્ય શું.

· અનુષ્ટુપ ·

સંદેશો પદ્મનો: "લાખો દાટે બાહ્ય વિટંબણા
પંકે છો પુરુષાર્થીને, સિદ્ધિદા પંક તે કરે."

# સરસ્વતી

· પૃથ્વી ·

“વહે કિલકિલાટથી સુખદ સ્વપ્નના ઘેનમાં
નદી અગણિતા, સજી નવલ અંબરો રાનનાં–
સમુદ્ર પ્રતિ–પુષ્પ કૂંપળ ફળે સુશોભા ભર્યાં:
છતાં કયમ તું કૃષ્ણ સર્પ શી કૃષા બની, અંગ પે
ધરી ધવલ વાળુકાપટ તણો ફિકો સાડલો
રણે*સરસતી, વહે? ગરજતો ગમે ના ’દધિ?”

“સમુદ્ર પ્રતિ છો વહે પ્રણયઘેલડી સૌ નદી;
ગમે ગરજતો સમુદ્ર નવ કોણને? હું ચહું
રણે વહવું, ઠારતાં તરસ જુગની કારમી:
થવું વિલિન લાહ્યમાં મરુધરા રસે રેલતાં,
બપે રસકસો બધાં તનતણા મરૂભોમ છો;
અને કૃષય નાં રહે તન ભલે અલંકાર કે.”
કહે સરસતી: “મને ઉદધિ-અંકની ના તમા,
તસૂ ય રણ જો કરી શકું રસાળ આ જીવને.”

* સરસ્વતી, ઉત્તર ગુજરાતની કુમારિકા નદી.

# પ્રભુ મને પથ્થર ઘડજે રે!

પ્રભુ મને પથ્થર ઘડજે રે,
નથી મારે હીરલો થાવું રે.
પ્રભુ મને પથ્થર ઘડજે રે. ૧

હીરો બની મારે પેટી પટારે,
રૂંધી ન મરવું તેજ:
પ્રભુ મને તેજ ન દેજે રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે. ૨

પથ્થર ઘડજે ને ક્યાંય પટકજે
નદી સરોવર તીર,
મને સહુ પીડતું છોને રે;
પ્રભુ મને પથ્થર ઘડજે રે. ૩

હીરો બની કોઈ એક જ નર કે
નારીનો થાઉં દાસ,
પથ્થર બની પૃથ્વીની સેવારે
કરી મ્હારે લ્હાવજ લેવા રે;
પ્રભુ મને પથ્થર ઘડજે રે. ૪

તેજ હીરામાં ને ઝેર હ્રદયમાં
ગમતું મને ના એમ;
પ્રભુ મને પથ્થર ઘડજે રે,
ઘડી મન ફાવે ત્યાં ધરજે રે. ૫

મ્હાણને આપે પ્રભુપદ લોકો
હીરલે જડતા અંગ:
એમાંથી તું ઉગારી લેજે રે,
પ્રભુ મને પથ્થર ઘડજે રે. ૬

પ્રભુપદ કોઈને દેજે રે,
મને તો તું પથ્થર ઘડજે રે,
કહ્યું દેવ! આટલું કરજે રે;
પ્રભુ મને પથ્થર ઘડજે રે. ૭

## સેવકને એના ઉચાટ શા ?

ભલે ઘેરે અંધાર રાત ઘેરી
છો પ્રલયની ભેરી
કે સેવકને એના ઉચાટ શા ?.... (ધ્રુવ)

રજનીનો આવરદા તૂટે
ત્યાં આભ તેજ ફૂટે
કે રાતના કરવા ઉચાટ શા ?.... ભલે ઘેરે૦

ઊગે અમાસ ત્હોય હસવાં
કદમ કૂચ ધસવાં
કે સેવકને એના ઉચાટ શા ? ... ભલે ઘેર૦

સાચા સેવકતણા ડગલે,
પ્રકાશ પડે ઢગલે,
કે રાતના કરવા ઉચાટ શા ? ... ભલે ઘેર૦

ભલે લોકો ફૂલશય્યામાં પોઢે,
ને ગોદડાં ઓઢે
કે સેવકને એના ઉચાટ શા ? ... ભલે ઘેર૦

છો સીતા ને રામ બે પોઢે
ને લખમણ જાગે,
કે સેવકને એના ઉચાટ શા ? ... ભલે ઘેર૦

છો ને સહુ કો ગુલાબફૂલ સૂંઘે,
નિરાંતથી ઊંઘે,
કે સેવકને એના ઉચાટ શા ? ... ભલે ઘેર૦

ચારુ પુષ્પો ચડે છે રામ દ્હેરે,
હનુમાનને ઘેરે
કે આકડો એના ઉચાટ શા ? ... ભલે ઘેર૦

સેવકનું પદ છે મોંઘું,
ને અન્ય સહુ સોંઘું
તો સેવકને કરવા ઉચાટ શા ? ... ભલે ઘેર૦

## શાનું સ્મારક ?

"દામ્પત્યના કાવ્યની મૂર્તિ જાણે,
આ તાજ ઊભો જમનાકિનારે;"
વદી કવિ ને જન જાય વારી,
વિલાસ કેરી પણ એ ખુમારી.
એ આરસે કાવ્ય કર્યું અજોડ
સુણે મૂગું દર્શક કૈંક ક્રોડ ?
અશ્રુ હજારો મઝદૂર કેરાં
એ તાજના પથ્થરમાં દટાયલાં.
એ આંસુડાં પથ્થરપથ્થરે શું
મૂગા રવેથી ઊકળી ઊઠીને,
કારુણ્યનું ગાન અબોલ ગાયે,
એથી થતા દર્શક મુગ્ધ શું હશે ?
પ્રેમાશ્રુ સમ્રાટ તણાં પડેલાં,
હશે હજારો પીડિતાશ્રુ ભેળાં,
પોતા તણા અશ્રુનું મૂલ્ય જોતા
શાહે ન જોયાં કયમ લેશ એને ?
"પ્રેમાશ્રુ શાહનાં મોઘાં, તણો છે તાજ સ્મારક;"
બોલીને વ્યર્થ એવું કાં, પીડિતાશ્રૂ ઉવેખવાં ?
નથી સ્નેહાશ્રુ કે પીડિતજન અશ્રુ થકી વધુ
બીજું કાંઇ તાજે—જડ સ્ફટિક તો દંભ જ નર્યો.
ભિખારી જે આંસુ નિજ પ્રિયતમાના શબ પરે,
વહાવે તેથી કાં અધિક ગણવાં શાહ–નૃપનાં ?

# મિનારા ને મહેલો

(શિખરિણી)

પણે આઘે ઉભાં ગિરિવરતણાં શૃંગ ગગને
ધરી માથાં, શોભા હિમમુકુટની મસ્તક પરે;
વનશ્રીથી શોભે ગિરિવર કટિ નીલવરણી,
નિહાળી એ શોભા જનમન ચહે શૃંગ રચવા.

મિનારા ને મ્હેલો રચી જન હરીફાઈ કરવા
ચહે શૃંગો કેરી, હિમ મુકુટશા ઘૂમ્મટ રચે;
વનશ્રીની શોભા પ્રગટ કરવા માનવ રચે
રૂપાળાં ઉદ્યાનો; ભભક વળી રંગો થકી ભરે.

હસે શૃંગો, જોઈ અસફળ પ્રયાસો જનતણા,
બને છે ના શૃંગો, બનતી પણ કૈં તાડ–પ્રતિમા.

બની શૃંગો ઊંચાં હિમ અતિ સહે, ને પિગળીને
વહી નીચે, પૃથ્વી ફલવતી કરે જીવનરસે.
મિનારા આ ઊંચા બની, ટકી રહે કૈંક જનને
સદા નીચાં રાખી, કચડી નિજ પાયે ધરણીને.

# મંગળ પ્રભાત

હિમાદ્રિ શિખર સાથે ઉતરે સ્પર્ધામાં એવા
  મંદિરના ઘૂમ્મટે છે આસન દેવેશ!
ટાણે ટાણે ભિન્ન ભિન્ન ભોજનિયાં ભાવતાં ને
  ઘડી ઘડી તણા ચઢે શૃંગારના વેશ.

વાદળથી વાત કરે વાવટો ને ચરણમાં
  ભાવિકોના ધન તણા ઢગલાઓ થાય,
આવા મોટા દેવ, તને ઘરમાં કે અંતરમાં
  કોઈથી યે નાનો કરી શી રીતે રખાય?

હું તો રોજ આવી દ્વારે કરું દેવ દરશન,
  દ્વારેથી વળાવે તું, હું આવું મુજ ઘેર;
જગતના રાજા! તારી મૂરતિને મન વિષે
  સ્મરું ત્યારે છૂટે મિષ્ટ આનંદની સેર.

સ્વપ્નસમ ઢળી હતી સંધ્યાની સુરખી મીઠી,
  વિચારતો હતો હૈયે સવારનું કામ;
જન્મગાંઠ કાલ હતી, નૈવેદને ભેટ દેવા
  સવારમાં જવું હતું દેવતાને ધામ,

મેવા ને મીઠાઈ, નાણું નગદ જે અર્પવાનું
  કરી રહ્યો હતો તેને ગોઠવી વિચાર,
ટૅક દેતો ઊભો દ્વારે આવી ત્યાં કો અક્કરમી
  કે'તોઃ 'પ્રભુ નામે આપો ખાદ્ય આ તૈયાર.'

## આફત

જીવન પ્રાપ્તિ માટે પ્રભુનો જો આભારી થાઉં,
સંકટ શિર પડે ત્યારે હું પ્રભુગુણ કયમ ના ગાઉં?
મોંઘા જીવનનાં જળને, કસોટી કોણ કરી માપે?
જીવનહીર તણાં સંકટ, પ્રમાણો પૃથ્વીને આપે.

સંકટ જો ના શિર પડે તો, સતીનું સત કો જાણે
રજનીના અંધાર વિના, જગતે શું ચંદ્ર વખાણે?
દુઃખ તણા દાવાનળથી, સુખ મોંઘેરાં મૂલ પામે,
વિરહ તણા વસમા પરિતાપે, પ્રેમ મધુર ખૂબ જામે.
એવાં વિરહ અને દુઃખને, પ્રભુએ જીવનમાં આપી,
નમાલા જીવનની એણે, નમાલી પામરતા કાપી.

સંકટ લાખો શિર પડે, કોઈ ન દયા મુજ ખાશો,
'રે, રે, રંક બિચારો' બોલી, ના ગભરાઈ જાશો.
પાપ સમા મૂશીબતના પહાડો છો મુજ માથે લટકે,
ખોફ તણી તલવારો લાખો છો શિર પડતી ઝટકે.
કરૂં એ તલવારો બૂઠી, અને એ પહાડ તણા ચૂરા;
ભલે ને જીવન ડૂલ થાયે, થશે મુજ લ્હાવ બધા પૂરા

આફતને આઘેથી ભાળી, ભૈયાઓ ના ડરશો,
અડગ બની ઊભા રહેશો તો, નામ જગતમાં રળશો;
આફત આવે ભાલ તમારે, યશનું તિલક કરવા,
લ્યૂથર નેપોલ્યન કે ગાંધીના મારગ દાખવવા.
વિજયની વરમાળા માટે, ઉતરજો આફતના જંગે,
કાચા જીવનને પાકું, બનાવો આફતના રંગે.

# આઝાદીનો રોપ

(મુકત મનહર)

આઝાદીનું વાવ્યું બીજ, ફણગો ફૂટીને થયો,
રૂપાળો આ રોપ ભૂમી ભારતને ચોક;
પ્રસન્ન માનવ હૈયાં, રોપ છાયા આપે આજ,
અધિરાઈ ઉર વિષે રાખે એવી ફોક.

ખાતર હજીયે નાંખો, ખોદો ભોમ શ્રમે સહુ,
ઉતાવળે આંબા નથી પાકતા ઓ ભાઈ!
મ્હોરવા દો મોંઘો રોપ, શાખા ને પ્રશાખાઓથી
ઘેર ઘટા ચારે પાસે જાવા દો છવાઈ.

ખાઓ કાંટા, પાઓ પાણી, પ્રેમેથી જતન કરો,
પામશો સમય આવ્યે આંબા કેરી સાખ,
વડલો વાવ્યો છે વડા પુરૂષોએ ભોમ કેરા,
હરાયાં ન તોડે પાન રહેજો સજાગ.

કલમી કે મદારીના આંબા જેવો આઝાદીનો
રોપ નથી હોતો, એ તો રાયણ ચતુર!
રાયણને રોપ્યા પછી એક પેઢી વીતે ત્યારે,
બેસે સોના જેવાં સ્વાદુ રાયણાં મધુર!

## ગ્રામજીવન

ગ્રામ્યલક્ષ્મી ક્યાં ગઈ વીરાઓ ગોતો ગૌરવવંતી,
ગ્રામ્યકુંજ કરમાતી આજે કુસુમલ સૌરભવંતી;

નગવન ને સરિતાનાં જોબન, સઘળે આવી ખોટ,
લીલૂડા ખેતરની કુંજે આજ ઉડે છે ખોટ. ગ્રામ્યલક્ષ્મી૦

ગોરી ગાવલડી ને ભેંસો આજ રહી રહેંસાઇ,
ગ્રામ્યલક્ષ્મી મા દેખીને એ આજ વીરા, રિસાઈ. ગ્રામ્યલક્ષ્મી૦

ઘી, દૂધને ગોરસ લૂંટાતાં જાય નગરની વાટે,
ઘમર વલોણાં ગાજે ક્યાંથી? કહેતાં છાતી ફાટે. ગ્રામ્યલક્ષ્મી૦

નવજોબન નર ને નારીનું આજ રહ્યું પસાઈ,
દુકાળ, દેવાં ને દળદળની આગ રહી ફેલાઈ. ગ્રામ્યલક્ષ્મી૦

ખાવા પુરું ધાન્ય મળે ના, લાજ ઢાંકવા લૂગડાં,
રોગ દોગ રીબાવે એવું, કેમ કહું એ દુઃખડાં? ગ્રામ્યલક્ષ્મી૦

મોર અને કોયલને કાજે આજ રહી ના કુંજો,
ગ્રામ્યજીવનના કોકડિયામાં આજ પડી છે ગૂંચો. ગ્રામ્યલક્ષ્મી૦

ઝાડ રહ્યાં ના, પાન રહ્યાં ના, નદી નીર સુકાણાં,
ધરતીના રસકસ સૌ ચાલ્યા, ગાઉં શું દુઃખ ગાણાં? ગ્રામ્યલક્ષ્મી૦

કુદરત રૂઠી, ધણીય રૂઠ્યો, રૂઠ્યા છે સૌ લોક,
ગરીબ બિચારાં ગામડિયાંની કોણ સુણે ધાપોક! ગ્રામ્યલક્ષ્મી૦

ગ્રામ્યલક્ષ્મી મા કહે રિસાણી? નગરે શું ગઇ ચાલી?
હાય, પડ્યાં છે આજ ગામડાં પ્રાણ વિના સૌ ખાલી. ગ્રામ્યલક્ષ્મી૦

## દિલનો દવ

દિલને ડુંગરડે આજે દવ બળે,
નેણ તણે નેવલડે આંસુ ધાર,
ગોઝારી બની રે ભારત ભોમકા. ૧
આજે છેદાણાં સતનાં બેસણાં,
હત્યારા માનવની થૈ છે હાર,
આગે જળે છે રોમેરોમ હા! ૨
ભિષ્મ હણાયો ભારત ભોમનો,
જામી જાણે મેઘાડંબર રાત,
આભેથી હોલાણા સુરજ તારલા. ૩
દીનને દલિતના દુઃખનો આશરો,
ગયો ગાંધી અમરાપુરને ઘાટ,
દેહનો દીધો રે હોમ બાપલા. ૪
હંકારી લાવ્યો તું ભારત નાવડી
ઝોલા ખાતી આઝાદીને તીર,
સાચો સુકાની મોહન માતનો. ૫
પ્રેમને અહિંસાનો આપ્યો પાઠ તેં,
મરજીવા જગાડ્યા જગને પાટ,
સેવક સાચો તું માનવજાતનો. ૬
ધરતી રડે છે આજે ધ્રુસકે,
દીન બનીને રોયા સાગર સાત,
જોદ્ધા હિમાદ્રિ જેવા કૈં રડે. ૭
પૂંજી પરવારી ગઈ સૌ આપણી,
ખાલી ખોખે માંડ્યા હાવાં હાટ,
પાપનો પોરો રે પૃથ્વીને ચડે. ૮

# મરજીવા

અમે તો માજીના મરજીવા,
મુક્તિ માતતણા મરજીવા કે,
રણ ભોમીના જોદ્ધા. અમે તો૦
મુક્તિ માતનાં પગરણ માટે,
પાથરિયે અમ પ્રાણ,
મુક્તિનો નેજો લઈ ધસિયે,
મરણ અમારી હ્હાણ. અમે તો૦
ભૂમીમાત જો તર્પણ માગે,
કાચાં લીલાં શિર,
મુક્તિના મરજિવા દઈયે
મોઘાં જીવન—હીર. અમે તો૦
અમે ઊભા નરબંકા સામે
રણબંકા રણધીર,
માતૃભૂમી મા! દેખી લેજે
તારા બાવન વીર. અમે તો૦
નભમાં, જળમાં કે વળી સ્થળમાં
હમે બન્યા રખવાળ,
જીવતે જીવત માતૃભોમનો
થશે ન વાંકો વાળ. અમે તો૦
હિંદ ભૂમીનું ચક્ર સુદર્શન
ફરકે સાગરપાળ,
રિપુદળના દળનાર અમે તો
કાલ તણાયે કાલ. અમે તો૦

સિંહ તણી છે છાતી વીરો,
બખ્તરિયા રણટોપ,
ભૂમી આપણી જો કોઇ ચાંપે
કાપો કરીને કોપ. અમે તો૦
દીન દુઃખીને પડખે ગાજી
રહો ઊભા રણધીર,
પ્રેમતણા પરખંદા તો યે,
ભૂમીના ભડવીર. અમે તો૦

## શૂરનું સ્વાર્પણ

ડીમ્ ડીમ્ ડીમાક્ ડમરૂ વાગે, ઘોર બજી રણભેરી,
સપ્તખંડમાં હાક પડી; શૂર, કરો ન અણ કૈં દેરી; ધ્રુ
રક્તાંબર તન ધરી ભવાની, ખપ્પર કરમાં લેતી
વીજ કડાકે ત્રિશૂળ વીંજતી, આહ્વાન મા દેતી; ડીમ્ ડીં
બમ્ બમ્ ભોળાનાથ તડૂકે, ત્રિલોક ભયથી કંપે,
જોગણીઓ અટ્ટહાસ્ય કરે, ત્યાં જોદ્ધાઓ કયમ જંપે? ડીમ્ ડીં
નર બંકાઓ ઉઠે ગર્જતા, ગગને દેતા તાળી,
નવખંડે જ્વાળા ફેલાણી રાસ રમે મહાકાળી, ડીમ્ ડીં
ઘોર ફૂંકતી શંખ ભવાની, ચૌદ લોક ખળભળતા,
જળમાં, થળમાં આભે સઘળે, ભીષણ ભડકા બળતા; ડીમ્ ડીં
ઓટ ચઢી ચંડીને આજે અસુર દળને દળવા,
જુગજુગથી જામેલા ભીષણ ભૂમીભાર સંહરવા; ડીમ્ ડીં
ઉઠો ને નર બંકા! લીલાં શિરનાં દેજો તર્પણ,
વિસ્મિત ચૌદે લોક થશે, કહી: 'ધન્ય શૂરનું સ્વાર્પણ!' ડીમ્ ડીં

## બુદ્ધ-દાસી

માગી લીધી પદનખકણી બુદ્ધની બિંબિસારે
પાયે લાગી; ઉપવન વિષે સ્થાપી તે સ્તૂપ બાંધે
પાષાણોનો અપરૂપ અને ઉપરે, શિલ્પશોભા
જેની જોતાં મનહર થતા પ્રેક્ષકો સર્વ આભા.

સંધ્યાએ રોજ રાણીઓ, રાજબાલા ધરી શુચિ
વસ્ત્રો ને ફૂલછાબો લૈ પધારે સ્તૂપ-આંગણે.
સોનાના થાળમાં બાલા-વધૂ પેટાવતાં મળી
સુવર્ણ દીપની માળા; પાયે લાગે લળી લળી.

અજાતશત્રુ નૃપ રાજપાટે
આવી, પિતાનો રુધિરપ્રવાહે
ધોઈ કરે ધર્મ પુરેથી સાફ;
ને શાસ્ત્રો યજ્ઞમધ્યે અગણિત હોમે બૌદ્ધનાં આહુતિમાં.

કહે બોલાવીને નૃપ નગરનાં નાર-નરને:
"ત્યજી રાજા, વિપ્રો અગર વેદોને નમન જે
"પૂજે બીજા કોને, નહિ જિવી શકે મુજ નગરે,
"લખી રાખો સૌ આ વચન હૈયાના પટ પરે."

દીપાવળીનો દિવસાન્ત એ હતો.
કો 'શ્રીમતી' નામક બાઈ દાસી,
નાહી જળે પુણ્ય ને પુષ્પ-થાળે
પ્રદીપ રાખી, જઈ રાજરાણી
પાસે ઊભી નીરવ નેત્ર ઢાળે.

રાણી કંપી સભય વદતી : "એ કથા શું ન જાણે
"કે રાજાજી નિશદિન રટે: 'સ્તૂપને અર્ધ્ય જે દે
"મારું તેને શુળી ચઢવિને એજને એજ ટાણે' !"
એવું સૂણી સઘન પગલે શ્રીમતી જાય ચાલી.

આવી ત્યાંથી વહુ–ઘર વિષે જ્યાં અમિતા રુપાળી
માથું બાંધે, મુકુર મણિનો સ્વચ્છ શોભિત ઢાળી;
સિન્દૂરેથી જતન અમિતા બહુ કરી આંકતી'તી
રેખા સેંથે, ચમકી પણ ત્યાં શ્રીમતીને નિહાળી.
રેખા વાંકી થઈ ગઈ, ધ્રુજી હાથ તેનો ગયો. તે
બોલી: "સ્પર્ધા મૂરખ તુજ આ કેવી તે શું ન જાણે ?
"પૂજા લાવી સમજી મન શું ? આંહીથી ચાલી જા તું,
"જોશે કો તો તુજ મુજ તણી થૈ જશે જીવહાણુ."

બેસી બારી નિકટ, નમતા તેજમાં રાજકન્યા
શુકલા વાંચે મશગૂલ બની, કાવ્ય–કા'ણી મઝાની;
સૂણી તે આ ગરબડ કરે ડોકિયું ઓરડામાં,
દાસી દેખી, ચમકિ નિકટે દોડતી જાય બાળા.
કાને રાખી મુખ ચુપકીથી શીખ દે રાજકન્યા:
"રાજાજ્ઞા શું વિસરી ગઈ કે, મૃત્યુ સામે સ્વસેળે
દોડતી જાય છે રે !"
દ્વારે દ્વારે ફરે થાળી પૂજાની લઈ શ્રીમતી;
"અરે નગ્રજનો !" બોલે: "પ્રભુપૂજા તણી ઘડી."
સુણી એ શબ્દ ને લોકો ઘેર ઘેર ધ્રૂજી ઉઠે;
અવજ્ઞા સાથ દે ગાળો, બોલે છે કોક "મોઈ તું."

**ખાંભી** (પૃ. ૭૬): 'પ્રસ્થાન' માસિકમાં પ્રગટ.
**નારી** (પૃ. ૭૮): 'ઊર્મિ' જુન, જુલાઈ ૧૯૩૮માં પ્રગટ.
**સાફલ્ય** (પૃ. ૭૯): 'માધુરી' ઓક્ટોબર ૧૯૩૮માં પ્રગટ.
**પ્રિય ધરા** (પૃ. ૮૪): 'ઊર્મિ' જુન, જુલાઈ ૧૯૩૮માં પ્રગટ.
**પરોઢનો તારો** (પૃ, ૮૬): 'ચિત્રમય જગત' નવે. ૧૯૪૫માં પ્રગટ.
**અમર અશ્વત્થામા** (પૃ.૮૭): 'પ્રસ્થાન'માં પ્રથમ પ્રગટ. આ આખું કાવ્ય અશ્વત્થામાની ઉક્તિ રૂપે છે. પંક્તિ ૨૦: ઉલેચી ઉલેચી... રહી ગઈ: કરોડો રાત્રિ દિવસનાં જળ ઉલેચી ઉલેચીને મારી બરડાની કરોડ થાકી ગઈ.
**ભારતનો સંદેશો** (પૃ. ૯૦): પૂજાર્હ=પૂજાપાત્ર. પંક્તિ ૩૪: 'ભૂલી ગયા એ પણ...' શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રના યુદ્ધમાં શસ્ત્ર ન ધારણ કરવાનું પણ લીધું હતું તે ભૂલી ગયા. પંક્તિ ૭૩-૭૪: જો અર્જુને ભીરુતા ત્યજી પોતાનું માથું સોંઘું કરી દીધું હોત તો કર્ણને વીરપદવી મોંઘી થઈ પડત.
**વિક્રમ સંવત ૨૦૦૦** (પૃ.૯૫): સંવત ૨૦૦૦ની દિવાળીએ આ કાવ્ય લખાયેલું. એ પછી પુણ્યશ્લોક મહાત્માજીનું નિધન થયું એ તાજો પ્રસંગ દારુણ વેદના પ્રકટાવે છે.
**નારી સપ્તક** (પૃ. ૯૭): ભારતના જુદાજુદા સાત વિભાગોની નારી-મૂર્તિનું સંક્ષિપ્ત રેખાંકન.
**દીપક** (પૃ. ૧૦૪): 'પ્રસ્થાન' ચૈત્ર સં ૧૯૮૮માં પ્રગટ.
**પદ્મનો સંદેશ** (પૃ. ૧૦૬): આ લઘુ કાવ્યમાં પદ્મના પુરુષાર્થની કથની રજૂ કરી, છેવટે સંદેશો તારવેલો છે. સિદ્ધિદા= સિદ્ધિ આપનાર.
**સરસ્વતી** (પૃ. ૧૦૭): 'કુમાર' આસો ૧૯૯૨માં પ્રગટ.
ગમે...નવ કોણને ?=કોને ના ગમે ? મરુધરા=રણ.
**શાનું સ્મારક ?** (પૃ. ૧૧૧): 'પ્રસ્થાન' શ્રાવણ ૧૯૯૧માં પ્રગટ.
**મિનારા ને મહેલો** (પૃ. ૧૧૨): 'ગુજરાત' ડીસેમ્બર ૧૯૩૫માં પ્રગટ.
**દિલનો દવ** (પૃ. ૧૧૯): પૂ બાપુજીના સ્વર્ગગમન પ્રસંગે લખાયેલું.
**બુદ્ધ-દાસી** (પૃ. ૧૨૨): આ કાવ્ય કવિવર રવિન્દ્રનાથ ટાગોરના 'પૂજારિણી' નામના બંગાળી કાવ્ય ઉપરથી રચાયેલું છે.
ગજબાલા—રાજકુમારીઓ. નિર્જને—[illegible]